# અમારો દેશ હિંદુસ્થાન.

અમોને પ્રાણથી પ્યારો, અમારો દેશ હિંદુસ્થાન
અખીલ બ્રહ્માંડમાં ન્યારો, અમારો દેશ હિન્દુસ્થાન.
હિમાલય શા ઉંચા પહાડો, જે સ્પર્શે સ્વર્ગથી આસમાન
સિન્ધુ, ગંગા, યમુનાદિ નદીઓ, દઈ રહી અમીપાન
કળા કૌશલ્ય વિજ્ઞાનો તણા અહિંથી ફૂટ્યા ઝરણા.
ઉપનિષદ, વેદ, ગીતા, બ્રહ્મવિદ્યાના અનેરાં જ્ઞાન,
રગે રગમાં અમારી માતૃભૂમિના ફરજ ઉપકાર.
અમો સંતાન નિજ કર્તવ્ય કરશું મા ઉપર કુરબાન

અખીલ=આખા, બધા.

બ્રહ્માંડમ=ત્રણ લોકમા, આખી દુનીઆમા,

શા=જેવા

યમુનાદિ=જમના નદિ વિગેરે

અમીપાન=અમૃતનું પાન.

વિજ્ઞાનો=સૃષ્ટી શાસ્ત્રો.

ઉપનિષદ=એક ગુરૂની પાસે બેસીને મેળવવાની આત્મા પરમાત્માની વિદ્યા.

અનેરાં=અલૌકીક.

ફરજ=ધર્મ.

# "ત્રિવેદિ વાચનમાળા—
# —ત્રીજા પુસ્તકની સમજુતી"



## પાઠ ૧ લો.

શેરને માથે સવાશેર.

શેર=સિંહ કે વાઘ જેવો.

સવા=સવા ગણો.

શેરને માથે સવા શેર=
સિંહ કે વાઘ જેવાને
માથે સવાયો સિંહ કે
વાઘ જેવો

સીમાડામાં=સીમમાં, ગામને
લગતી ખેતરોવાળી
જમીનમાં

કાંતિમાન=તેજવાળો.

રોય છે?=રડે છે?

ગળગળતે=ગળામાંથી બોલતે.

સાદે=અવાજે, બોલે.

લોભે લપટાઇ=લોભમાં,
ગુંચવાઇ.

ઇસારતથી=સામો ન જાણે
તેવી નિશાનીથી.

સટકી ગયો=ધીમે રહી ખસી
ગયો

સમાન=બરોબર, સરખો

વિશાળ=મોટું

બાબતમાં=બીનામાં, વાતમાં

ગર્વ=અભિમાન, અહંકર,
ખોટી મોટાઇ

મા=નહિ
ધરતો=પકડતો, ધારણ કરતો
અદકો=વધારે, ચઢતો
કો કો=કોઇને કોઇ:
અવશ્ય=જરૂર

---

"દુનિયામાં હુંજ ચઢિઆતો છું, એવો ગર્વ કોઇએ કરવો નહિ. કારણ કે એકના કરતાં એક ચઢિઆતો હોયજ. 'શેરને માથે સવા શેર હોયજ' એ નકકી માનવું."

---

# પાઠ ૨ જો.

## કૂકડો.

કૂકડો=મરઘો
મળસકું=સવાર થતા પહેલાનો વખત.
ઉકાર='કૂકડે કુઉક' માંના પહેલા કને જોડાએલો દીર્ઘવ ઊ
ટૂંકો=ધીમો, નાનો
પ્રાચીન કાળમાં=પહેલાના વખતમાં, અસલના કાળમાં
વિદ્યાર્થીઓ=ભણનારાઓ
નાહી ધોઇ=બરાબર સાફ થઇ, સ્વચ્છ થઈ.
અભ્યાસ=ધ્યાનથી ભણવું
વન્ય=વન, જંગલ, રાન,
ટેવ=મહાવરો

ભરાઉ=ભરેલું.

કલગી=તોરો, છોગુ, ગુચ્છો, ગોટો.

તીણી=પાતળી ધારવાળી

છિદ્ર=કાણાં, નાનાં બાકાં.

ગરજ=જરૂર

તીવ્ર=તેજી, ઝટ ઝીણું જાણવું

વાગોળતું=ખાધેલું મોંમાં પાછું લાવી ચાવતું.

સેવે છે=હુંફ આપે છે, ચાકરી કરે છે.

---

"માતાને પોતાના બાળક ઉપર સૌથી ચઢતો પ્રેમ હોય છે,"

---

# પાઠ ૩જો,

## વડોદરાનો પ્રવાસ

### ભાગ ૧લો.

પ્રવાસ=મુસાફરી.

પ્રખ્યાત=નામીચા, જગજાહેર થએલા.

નરેશ=પુરૂષોમાં દેવજેવા.

સંબંધમાં=લગતી વાતમાં.

વાકેફ=માહિતગાર, જાણકાર.

ફરજીયાત=ફરજ સમજીને કરવું, મરજી ન હોય તો પણ કરવું.

સુધારો=સારો રિવાજ.

ચોમેર=ચારે તરફ.

આતુર=ઉમંગવાળું, હોંસવાળું.

લગ્ન=પુરૂષ અને સ્રીનું જીદંગી બધીનું જોડાણ.

**કાયદો**=નિયમ, હુકમ.
**શાબાશ**=સારૂં કામ કરવા બદલ કહેવું તે.
**યાદદાસ્ત** =કોમ કે યાદ રાખવાની શકિત.
**લોક હિતમાં**=લોકના ભલામાં
**રસ**=મઝા.
**અત્યંત**=ઘણુજ.
**સંગ્રહસ્થાન**=એકઠું કરેલી જગ્યા.
**વરૂ**=વાઘથી નાનું ફાડી ખાનારૂં જનાવર.
**ચિત્તા**=વાઘની એક જાત.
**રોઝ**=ઘોડાને મળતું આવતું એક જાતનું જંગલી પશુ, સમજ વગરનું પશુ.
**બતક**=ગાડું ટુંકા પગવાળું પાણી કે કાદવમાં ચરનારૂં પક્ષી.
**વર્ગ**=જથો, ટુકડી.

**હાજી**=મુસલમાની નામ છે.
**કાંગારૂ**=પેટે કોથળી વાળું વાંદરા જેવું પ્રાણી.(બચ્ચાં જન્મે છે તે વખતે ડુંટી આગળ થી જે નાળ હોય તે કાંગારૂનાં બચ્ચાંને હોતી નથી.)
**ભૂલ ભૂલામણીમાં**=ભૂલાવ નાર સ્થળમાં, ગુંચવણ ભરેલી જગ્યામાં.
**વાડની**=કાંટાની આડની જગ્યા માં, જનાવરોથી જગ્યાનું રક્ષણ કરનારની.
**અટપટી**=દાવ પેચવાળી, ગુંચ વણ ભરેલી, કપરી.

---

## પાઠ ૪ મો,

### વડોદરાનો પ્રવાસ

### ભાગ ૨ જો.

**નમુના**=ઘણાનું ભાન કરાવનાર એક કે થોડી ચીજ.

**જેપુર**=જયપુર, રજપૂતાનામાં આવેલું સારા ચિત્રકામનું શહેર.

**કલકત્તા**=બંગાળામાં આવેલું મોટું શહેર.

**બાહોશ**=હદ ઉપરાંતની હુશિઆરી વાળો.

**દીવાન**=રાજનો મોટો કારભારી, પ્રધાન.

**લક્ષ્મી વિલાસ**=લક્ષ્મીથી શોભતો.

**નજરબાગ**=સરકાર વાડાની પાસેનો બાગ, નજર આગળનો બાગ.

**મકર પુરા**=વડોદરાથી દક્ષિણમાં ત્રણ માઈલ પર આવેલું ગામ.

**ખાસ**=જરૂરનું.

**સુર સાગર**=દેવલોકોના દરિયા જેવું તળાવ.

**પાટણ**=વડોદરા રાજયની ઉત્તરમાં આવેલું મોટું ગામ. ગુજરાતમાં સારા કુંભાર કામનું ગામ.

**સિદ્ધપુર**=રૂદ્રમાળના દહેરા વાળુ ગામ.

**દ્વારકા**=શ્રી કૃષ્ણે વસાવેલું કાઠિયાવાડની પશ્ચિમે આવેલું ગામ.

**રાજ્ય**=એક રાજાના તાબામાંનો મુલક.

**ગુજરાતમાં**=આપણે બોલીએ તે બોલીવાળા મુલકમાં.

**મહાન**=મોટા.

ખંડણી=ઉપરી રાજાને તાબા ના રાજાએ ઠરેવેલી રકમ દર વરસે આપવી તે.

---

"વડોદરાનું રાજ્ય આખા હિંદુસ્તાનમાં નમુનાનું રાજ્ય ગણાય છે."

---

## પાઠ ૫ મો.

### શરીરના સુખનું જોમ

જોમ=જુસ્સો.
તસતસતું=લોહીથી ફાટફાટ થતું.
વદનં=મોં.
દીપે=શોભે.
કળા=કિમ્રબ, હુન્નર.
ચપળતા=ચાલાકી.
પૂર=પુરે પુરો.
'કળા ચપળતા પૂર'=હુન્નર અને ચલાકીમાં પુરે પુરો.
મદમાતો=ગર્વથી ખીલેલો.
અનુભવવે=કરી જોવામાં.
શૌર્ય=બહાદુરી.
રગેરગે=નસે નસમાં, લોહી ફરનારી નળીમાં.
વ્યાપી=પ્રસરી ફેલાઇ.
ચરણતળે=પગ તળે.
ધરણી=ધરતી, જમીન.
ધ્રુજે=હાલે, થરથરે.
ખમાય=સહન થાય, વેઠાય.
કશો=કોઇપણ
અન્યાય=ન્યાયથી ઉલટું વાજબી નહિ તે,
અસત=જુઠું, ખોટું.
હણવા=નાશ કરવા.
ઝુઝે=તુટી પડે, મંડી પડે.

નામે=જરાએ, નામ પણ

નડશે=હરકત કરશે.

ભોગ=સુખ.

લહેજત=મઝા આનંદ.

જોગ=વખત.

જોસ્સે=અટક્યા વગર, જોસ બંધ.

ક્રોડ=કરોડ, સો લાખ.

વિધિનાં=જાતનાં, રીતના.

રે=અરે.

પ્રશંસા=વખાણ.

ઉણું=અધુરૂં.

કશું=કંઇ પણ,

વિજય=આકવિકા કરનારનું નામ.

શાન્તિ=મોટું સુખ,

વસે=રહે.

---

"શરીરના સુખનું જેમ ભલભલા કામ કરે છે. "શરીરે સુખી તો સુખી સર્વ વાતે" બધા સુખ શરીરના જેમને તાબે છે."

---

## પાઠ ૬ મો.

### ઝાઝા હાથ રળીઆમણા.

ઝાઝા=ઘણા.

રળીઆમણા=શોભિતા.

નસીબ=ન જણાય તે, પ્રભુની મરજી.

યોગે=વખતે.

નસીબ યોગે=પ્રભુની મરજીથી.

બાપડાં=ગરીબડાં.

લક્કડખોદ=લાંકડામાં ચાંચ વડે ખાડો ખોદનાર.

મસલત=સારી ગોઠવણ.

તદબીર=જુક્તિ, ગોઠવણ.
રચી=ગોઠવી.
ઊંઘેટો=ઊઘરેલો, ઊઘાએલો.
દર્મિયાન=વચમાં, વચલા ભાગમાં.
'ટેં ટેં'=ટાંય ટાંય.
નાદે=અવાજે, બોલે, સાદે.
ગણગણાટ=નાંકમાંથી અટક્યા વિના બોલવું તે.
નિદ્રાની લહેરે=ઊંઘની મઝામાં.
ઘાટ ઘડયો=ગોઠવણ કરી મારી નાંખ્યો.
હંફાવે છે=થકવે છે.
હેરાન=દુ:ખી.
વિજયી=જીતવાળા.
સંહરે=નાશ કરે.

"ઘણા હલકાં પ્રાણી સાથે મળીને ધારેલું કામ કરી શકે છે."

---

# પાઠ ૭ મો.

## દીવાળીના તહેવારો.

### ભાગ ૧ લો.

દીવાળી=દીવાની હારવાળા તહેવાર.
વહીપૂજન=હિસાબના ચોપડાની પૂજા.
સાથીઆ=જુદા જુદા રંગ વડે બારણામાં પાડવાનાં ચિત્ર.
દીપ=દીવો.
આલી=હાર.
કાળીચોદસ=આસો વદ ૧૪, નઠારાંકામથી છોડવનાર ચૌદસ.
ઈંદ્ર=દેવોનો રાજા સ્વર્ગનો રાજા.
વીનવ્યા=મનાવ્યા, રાજીકર્યા, કાલાવાલા કર્યા.

વધકર્યે=કાપી નાંખ્યો, ભોગ લીધો.
પ્રસરાવ્યો=ફેલાવ્યો.
દાનેશ્વર=દાન કરવામાં શુરો.
રખેને=કદાપિ, કોણ જાણે.
તપ=ધારેલું કરવા દુઃખ સહન કરવું તે.
ઇંદ્રાસન=ઇંદ્રની ગાદી.
આરાધ્યા=પૂજાકરી, સેવાકરી.
વામનજી=ઠીંગણા રૂપવાળા ભગવાન.
જાચનાકરી=ભીખમાગી, દાન માગ્યું.
માય=સમાય.
વૈરાટ=બહુમોટું રૂપ, ભયંકર રૂપ.
રાજ્યાભિષેક=રાજાને ગાદીએ બેસાડવાની ક્રિયા.
ઉદારતા=સખાવત, મોટા મનથી દાન આપવું.
મહાતકર્યે=કેદકર્યો, હરાવ્યો.
તથાસ્તુ=માગણી પ્રમાણે થાઓ.

---

## પાઠ ૮ મો.

## દીવાળીના તહેવારો.

### ભાગ ૨ જો.

દેવદીવાળી=દેવલોકોની દીવાળી કાર્તિક શુદ ૧૫.
મેરિયું=સાંઠાનો મસાલજેવો દીવો.
મુબારક=સુખી, કલ્યાણકારી.
ટચલીઆંગળી=છેકનાની આંગળી, છેલ્લી આંગળી.
તોળ્યો હતો=સરખો ઊચો રાખ્યો હતો.
અન્નકુટ=અન્નના ઢગલા.

વૈષ્ણવો=વિષ્ણુને માનનારા.
નૈવેદ્ય=દેવનો ખોરાક, પ્રસાદ.
ભાઇબીજ=કાર્તિક શુદ ૨, બેનને ત્યાં ભાઇને જમવા જવાનો દિવસ.
યમ=ધરમરાજા, પાપ પુણ્યનો ન્યાય કરનાર.
નોતરતી=તેડતી, બોલાવતી.
ઉડાવ્યા=ઉડી જાય તેમ, વાત જતી રહે તેમ.
આગતા સ્વાગતા=આવકાર, માન આપવું.
નરકમાંથી=ભયંકર દુ:ખમાંથી
વરદાર=વરદાન.
ભાયલાબીજ=ભાઇ માટેના વહાલની બીજ.
યમ દ્વિતીયા=ધરમ રાજાની બીજ.

"દીવાળી એ હિંદુઓના વરસના છેલ્લા અને નવા-વરસના પહેલા દહાડા હોવાથી આખા વરસના નફા નુકસાન જાણી નવા વરસ માટેની સમજના તહેવાર હોય છે."

---

## પાઠ ૯ મો.

### મધમાખ.

### ભાગ ૧ લો.

મધમાખ=મધ બનાવનારી માખી
મધ=માખીએ ઘણી જાતના ફૂલનો ચૂસીને એકઠો કરેલો ચીકણો રસ.
મગતરાં=એક પાંખવાળાં ઝીણાં જીવડાં
જંતુ=હલકા જીવ, જીવડાં

મીણ=મધનો મેલ
ષટ્પદ=છ પગ
ડંખ=કાંટો, હાથીની સૂંઢ
જેવો પાછળનો ભાગ
ચિઢવવામાં=ખીજવવામાં
કાયર=હીંમત વગરના
મધપુડા=મધ એકઠું કરવાનાં
ઘર.
મુખ્ય=ખાસ, જરૂરી.
માદા=સ્ત્રી જાત
કામગરી=કામ કરનારી
સુમારે=આશરે, અડસટ્ટે
નર=પુરૂષ જાત, મરદ જાત
કદમાં=જગ્યાના રોકાણમાં.
ભટકી=રખડી, ભમી.

---

## પાઠ ૧૦ મો

### મધમાખ.

### ભાગ ૨ જો.

પાસવાળાં=બાજુવાળાં
મીણબત્તી=મીણનો દીવો.
લીસો=સુંવાળો.
કબાટ=છુટો દાબડો, ખાનાં
વાળો જાડાઇમાં ઘણો
ઓછો કોઠાર જેવો.
ક્રૂર=ભયંકર, પાપી.
શિક્ષા=સજા.

---

"મધમાખી મહેનતુ અને હુન્નરની નિશાળવાળી હોય છે. બધી જાતનાં જીવડામાં મધમાખી ઉત્તમ જીવડુ છે. સૌથી મોટી જાતની તે ભોરી માખ,

વચલી તે મધમાખ, ને સૌથી નાની તે કુચી માખ ગણાય છે. ભોરી માખ ભમરા જેવી હોય છે, તે ગાડીના પૈંડા જેવા મધપુડા બનાવે છે. કુચીમાખ ઝાડના પોલાણમાંજ ખટાસ પડતું ને પાતળું મધ બનાવે છે."

---

## પાઠ ૧૧ મો

### આંધળા આગળ આરસી.

આરસી=ખાપ, તકતો, ચાટલું
અભ્યાસ=મહાવરો
સ્વાદ=સારૂં લાગવું
સાદ=અવાજ
ગજરાજ=મોટો હાથી, હાથીમાં રાજા
દિસે=દેખાય
ઉત્તમ=ચઢિઆતો, કીમતી
નિર્ધન=ધન વગરનો, દરિદ્રી,
મર્કટ કંઠ=વાંદરાને ગળે.
ધર્યો=ઘાલ્યો, ધારણ કર્યો.
મણિહાર=હીરા કે મોતી અગર રત્નનો હાર
પ્રહાર=ઘા, માર.
ગણી=સમજી, માની.
અતિ દૂર=ઘણે આઘે.
કાવ્ય=કવિતા.
કળા=હીસાબ, હુન્નર
બધીરનિ=બહેરાની.
શંખ=દરિયામાંના એક જાતનાં જીવડાનું ઘર, મંદિરોમાં હોય છે તે.
બજાવ્યો=વગાડયો
કોકિલ=કોયલ.

કાગ=કાગડો.
વખાણ=સારૂં બોલવુ.
સૂણયા=સાંભળ્યા.
શ્રવણ=કાન.
સ્વર=બોલ. અવાજ, શબ્દ.
માનનારા=કબુલ કરનારા.

---

"જેમ આંધળા આગળ આરસી નકામી છે; તેમ લાયકાત વગર આપેલું કે લીધેલું નકામું છે."

---

## પાઠ ૧૨ મો.

### ધ્રુવજી.

### ભાગ ૧ લો.

આર્ય=સુધરેલા.
અળખામણી=અણ ગમતી
ખોળામાં=ગોદમાં, પલાંઠી-વાળી બેઠેલા પગ ઉપર.
અપરમા=સાવકી મા.
મહેણું=ટોણું, લાગી જાય એવું વચન.
અભાગણી=નસીબ વગરની.
હક=લાગો, વાજબી.
અવતાર=જન્મ.
ભુંડા=નઠારા.
અકરમી=નસીબ વગરના.
ઇહાંથી=અહીંથી.
માંડ=શરૂ કર.
હરિ=પ્રભુ. પરમેશ્વર.
ભજીને=સેવીને, સેવાકરીને.
કાયાછાંડ=મરીજા, શરીર છોડ.
વીર=ભાઈ.
'જે જે'=જય જય.
વકુઠરાય=વૈકુંઠનો રાજા.

**વૈકુંઠ**=પ્રભુની ગાદીવાળી જગ્યા, સ્વર્ગ કરતાં ચઢતું.
**અપમાન**=ફજેતી.
**માડી**=મા.
**અપર કહે**=સાવકી મા કહે
**વાંછો**=ઇચ્છો.
**સવેરા**=વહેલા, વખતસર.
**ખેદ**=દુઃખ.
**વછૂટી**=વખુટી, જુદી પડેલી.
**ટળવળી**=તરફડી; ફાંફાં, મારી.
**મૃગલી**=હરણી.
**અનંત**=ઘણી જ. પારવિનાની
**કરૂણા**=દયા, મહેરબાની.
**હરી**=હરિ, પ્રભુ.
**આશા**=ઇચ્છા.
**અનાથ**=નિરાધાર; બેલી વગરનો, ધણી વગરનો.
**નાથ**=ધણી, બેલી.
**અનાથનો નાથ**=પ્રભુ, પરમેશ્વર.
**આશીર્વાદ**=દુવા, ભલું થાઓ એમ કહેવું તે.
**અદેખાઈ**=સારૂં દેખી ન ખમાય તે.
**ખમાતું**=સહન થતું વેઠાતું.

---

## પાઠ ૧૩ મો,

### ધ્રુવજી,

### ભાગ ૨ જો,

**નારદ**=ઉભી ચોટલીવાળા બ્રહ્માજીના પુત્ર.
**શીદ**=ક્યાં ?
**કોમળી**=નાજુક, દુઃખ નહીં ખમે તેવું.
**કષ્ટ**=દુઃખ,
**સહેવાશે**=ખમાશે, વેઠાશે,

વિકરાળ=ભયંકર બીક લાગે એવું.
જોગીઓ=વ્રત સાધવા વાળાઓ.
સાધી=પામી.
તપસાધી=દુઃખ પામી.
ડગનાર=ખસનાર, પાછો હઠનાર.
સ્નાનક =નાહીલે.
મધુવન=વૃંદાવન, તુલસીનું વન.
દર્શન દીધું=નજરે પડયા.
વેગળો=આઘો, છેટો, દૂર.
સંસારમાં=માયામાં દુનિયાના સંબંધમાં.
સુપના=સ્વપ્ના.
કાચી=જરાવારમાં નાશ પામે એવી.
ધરવી=પકડવી.
માયા=મોહ, ખરૂં નહીં તે.
વાહીને=છેતરીને.
અલોપ=દેખાતા બંધ થવું, ચાલ્યા જવું
અલોપ થયા=ચાલ્યા ગયા, નાશી ગયા.
ખેદ=દિલગીરી, શોક.
અવિચળ=અમર, કદી ખસે નહીં એવું.
કથા=વાર્તા.

---

“ આપણને કોઇએ મ્હેણું માર્યું હોય તો તેના પર નાખુશ ન થતાં મ્હેણું ટાળવા આપણે મ્હેનત કરવી જોઇએ. ”

---

## પાઠ ૧૪ મો.

### હવા.

હવા=હાલ્યા વગરનો પવન, જે નાક વાટે શરીરમાં જઇ જીવાડે તે.

અન્ય=બીજાં.

જીવનને=જીવવાને, જિંદગીને

પંખો=પવન લાવવાનું સાધન.

વા=પવન, હાલતી હવા.

ઉરાડીએ=ઉડાડીએ.

ચહેન=સુખ.

હીંચકો=ઝુલો, બેસીને પવન ખાવાનુ સાધન, હીંડોળો.

ફરેછે=હાલે છે.

સુસવાટો=સુ સુ ના અવાજ. વાળો ઝપાટો.

હચમચાવી=આમ તેમ હલાવી.

જડમૂળથી=મૂળિયાં સાથે.

પળ=આંખના પલકારા જેટલો વખત, આંખ ઉઘાડઢાંક કરીએ એટલો વખત.

ગુંગળાઇને=હવા લીધા વગર અકળાઇને.

---

"હવા ન હોય તો જીવાય નહિ. જનમથી મરણ સુધી હવાને જીવનો સંબંધ જરા પણ છુટતો નથી."

---

## પાઠ ૧૫ મો.

### મોર ને ઢેલ.

ઢેલ=મોરની સ્ત્રી.

પાદરે=ભાગોળે, ગામને નાકે.

કળાકરતો=ખુબીથી પીંછાં

પહોળાં કરતો.

**ચાંદા**=ચાંલ્લા, શોભાવાળાં ગોળ નાનાં ચકરડાં.

**ભભકાભેર**=રોપઅંધ, ઠાઠસાથે.

**મગરૂર**=અભિમાની.

**ઝાંખી**=તેજ વગરની.

**કુદરતે**=પ્રભુની શક્તિએ.

**ઘડ્યું**=બનાવ્યું.

**ફુટડા**=સારા દેખાવડા.

**પત્ની**=સ્ત્રી.

**ગર્વિષ્ઠ**=અભિમાની.

**સ્નેહાળ**=સ્નેહવાળી, હેતવાળી.

**મલકાતો**=ધીરે ધીરે હસ્તો.

**પચરંગી**=જુદા જુદા રંગવાળો.

**આડી**=હઠવાળી, અવળી.

**બોડાં**=પીછાં વગરનાં.

**'ટાઢવાવામાંડી'**=ટાઢ લાગવા લાગી.

**ઉદાસ**=દિલગીર, નાખુશ.

**ચહેરાવાળો**=મોંના દેખાવવાળો.

**ખિજવવા**=ગુસ્સે કરવા, ચિઢવવા.

**ખૂબ બનાવ્યો**=ઘણી મશ્કરી કરી.

**કદ્રુપી**=ખરાબ દેખાવવાળી.

**દરકાર**=ગરજ, કાળજી.

---

**" દુનિયામાં સારાં રૂપાળાં કરતાં સારા ગુણવાળાં સુખી થાય છે. "**

---

# પાઠ ૧૬ મો.

## દશેરા.

દશેરા=આસો શુદ ૧૦, વિજ્યા દશમી.
કિષ્કિંધા=દક્ષિણમાં આવેલુ એક ગામ.
વિજય=જીત.
વિજ્યા દશમી=જીતની દશેમ.
શરત=હાર જીતનો ઠરાવ.
મુજબ=પ્રમાણે, રીતે.
વિરાટ નગરી=કાનપુર મિરજાપુરને લગતું જુનું શહેર.
આસંત્રાનાં=આસિંદ્રાનાં, ઝેઝીનાં; બીડી બનાવવામાં આવતાં.
તિલગુળ=તલગોળ.
અન્યો અન્ય=માંહોમાંહે, અરસપરસ.

પરાક્રમ=બહાદુરી, શૂરાતન.
રજવાડામાં=નાનાં દેશી રાજ્યોમાં.
પૂરઠાઠથી=પુરેપુરા ભપકાથી.
નરેશ=નરોમાં દેવ, પુરૂષોમાં દેવ જેવા રાજા.
સવારી=સરઘસ, વરઘોડા જેવી.
પાયદળ=પગે ચાલતું લશ્કર.
ભપકાથી=ઠાઠથી.
આબાદ=બરાબર ભરેલી.
વિખેરાયછે=જુદી પડે છે, વેરાય છે.
દરબાર=રાજસભા, મોટી કચેરી,
દરબારીઓ=રાજસભામાં પધારેલાઓ.
પરસ્પર=માંહોમાંહે.
સોનું આપે છે=આસંત્રાનાં પાંદડાં આપે છે.

"દશેરાનો દિવસ આનંદ કારી ને જીત મેળવવાનોછે"

---

## પાઠ ૧૭ મો

### નેત્રવતી ને ધ્રુવ.

નેત્રવતી=સુનીતિ રાણી.
તૃષા=તરસ.
વીર=ભાઇ.
નીર=પાણી.
ધરણીપર=જમીન પર.
પોઢવું=સુવું.
પલંગ=છપ્પર પલંગ, છતરી વાળો ખાટલો.
ચરણ=પગ.
ચાંપશે=દાબશે, માંસવાળા ભાગને મૂઠીઓ ભરી નરમ કરશે.

સેવક=ચાકર.
સંગ=સાથે.
ગિરિ=મોટા ઊંચા પહાડ.
વાનરના=વાંદરના,
ઠાઠ=ડોળ, ઢોંગ, ધતીંગ.
પંથ=રસ્તો.
સાદ કરૂં=બોલવું.
કેહને=કોને.
સજ્જનડા=સારા માણસ
ઉજ્જડ=વેરાન,વસ્તી વગરનું.
તુંજ=તને.
રાંકતણું=ગરીબનું.
રતનડું=નાનું રતન.
'અંધકેરી લાકડી, હું દુખ ભીનું ધન'=જેમ આંધળાનો આધાર લાકડી, તેમ હું ગરીબડીનું તું ધન.
તજવા=છોડી વદો.

ગરીબ માતાનો આધાર તેનો દીકરોજ હોય છે.

---

## પાઠ ૧૮ મો.

### ચતુર શિયાળ

### ભાગ ૧ લો.

**ચતુર**=ડાહ્યું.
**શિયાળ**=કોહલું, કુતરાંને મળતું જંગલી જનાવર.
**જોતાંવાર**=જોતાંની સાથે.
**ભક્ષણ**=ખાવું.
**ભક્ષણ કરવાનો**=ખાવાનો.
**ભેદવા**=છેદવા, ચિરવા.
**નાઉમેદ**=નાસીપાસ, હોંસ વગરનો.
**તક**=દાવ, ફાવતો વખત.
**આમાતેમ**=આ તરફ તે તરફ
**ઉમદા**=ચઢતા.
**નમ્ર**=નરમ.
**સાચવી**=સંભાળી.
**સ્વામી**=માલીક, ધણી.
**આપણે માટેજ**=તમારે સારૂજ.
**આપ**=તમે.
**કુલીન**=કુળવાન; ચઢતા વંશનો, ખાનદાન.
**નીતિનો**=સારે માર્ગે દોરનાર ગુણનો.
**વર્જતાં**=તજતાં; છોડતાં.
**મોટાઈની**=મોટપણાની ચઢતાપણાની.
**વળગી રહેવા**=બાઝી રહેવા
**ખરૂંજ**=સાચે સાચું, ખરેખરૂંજ.

દુરાત્માને=ખરાબ ચાલ-
વાળાને.
ફુલ્લાશમાં=ખોટી મોટાઇમાં
દુષ્ટ=પાપી.
શૂર=શૂરો, બળવાન.
ભોગ=ખરાબી, ખરાબ હાલત
લાગ્યા=વળગ્યા.
'તમારા કયાં ભોગ લાગ્યા'
તમારૂં કયાં આવી બન્યું
કાળના=જમરાજાના, મોતના
શબ=મુડદું.
વાઘમાત્રનો=એકે એક
વાઘનો.
છાનામાના=છુપા, કોઇ ન
જાણે તેમ.
ગેરહાજરીમાં=હાજર નહીં
તેટલામાં.
ચૂંથી=પીંખી જુદા ભાગ
કરી.

---

# પાઠ ૧૯ મો.

## ચતુર શિઆળ.

### ભાગ ૨ જો.

દીપડો=નાનો વાઘ.
ચિરાવી=ફડાવી.
દાઢ=જડબું.
ચેતવિશ=ચેતાવીશ, જણા-
વીશ.
નિરાંતે=સુખે, શાંતિથી
મંડયો=લાગ્યો, બાઝયો.
સમો વડીઉં=બળમાં સરખું.
ઉત્તમજનને=મોટા માણ-
સને.
ભેદથી=લુચ્ચાઇથી, કપટથી.
જગે=જગમાં.
ભીતિ=બીક.
હુમલો=હલ્લો, એકદમ ચઢી
આવવું.

અંતે = આખરે. છેવટે.

---

"દુનિયામાં શરીર બળ કરતાં બુદ્ધિ બળ ચઢી છે."

---

# પાઠ ૨૦ મો.

## અમરેલી પ્રાંતઃ મુખ્ય સ્થળો,

## ભાગ ૧ લો

સંગમ=મેળાપ.

કોટ=ગામના રક્ષણ માટે છો ઈંટકે પત્થરની બાંધેલી જાડી મોટી ભીંત.

નકશીનાં=કારીગરીનાં.

ચાંદીનાં=થાકખા કઠણ રૂપાનાં

ભરતકામ=કપડાંપર રેશમથી કે સોના રૂપાના તારથી ભાત પાડવાનું કામ.

કોમનાં=જાતનાં.

નવરાશના=ફુરસદના, નવરાઇના, કામવગરના.

દંતકથા=મોઢાથી ચાલતી વાત.

સાર=મુદ્દો, બોધ, શિખામણ.

મૂળ=અસલનું.

પૌત્ર=છોકરાનો છોકરો. ( કૃષ્ણનો પુત્ર પ્રદ્યુમ્ન, ને તેનો છોકરો અનિરુદ્ધ. )

બેરાન=વેરાન, ઉજ્જડ.

કાબા=લુંટારાની એક જાત.

સીમ્ટિ=સીલિમટ. પત્થર જડતી વખતે સાંધા પુરવામાં વપરાતી છો જેવી ચીજ.

વાઘેરો=એક જાતના કાઠિઆવાડના લોકો.

બંડ=હુલ્લડ, તોફાન.

સત્તા=કાબૂ, ઉપરીપણું.

બ્રિટીશ સરકારને=અંગ્રેજ સરકારને.

બેટ=ફરતું પાણીને વચ્ચે. જમીન, એ નામનું દ્વારકા પાસે ગામ પણ છે.

અતિ પવિત્ર ધામ=ઘણું. પુણ્ય આપનાર તીર્થ.

સાત નગરી પવિત્ર મનાય છે =દ્વારિકા, ૨ અયોધ્યા, ૩ મથુરા, ૪ હરદ્વાર. ૫ કાશી, ૬ અવંતિકા ( ઉજ્જન ), ૭ કાંચી; (રામેશ્વર) આ સાતે પવિત્ર મનાય છે.

શ્રીમાન્=સરસ્વતીવાળા, બહુ વિદ્યાવાળા.

શંકરાચાર્યે=જગત્ ગુરૂએ, (જ્યારે દેશમાં બહુ યજ્ઞ થવા લાગ્યા ત્યારે જ્ઞાન જવા લાગ્યું. આથી એમણે 'જ્ઞાનથીજ પ્રભુ મળે છે.' એવો બોધ આપનાર ગુરૂ.)

આશ્રમો=મઠો, શાંતિવાળી જગ્યાઓ.

શારદા પીઠ=સરસ્વતીની સ્થાપના થએલી તે.

દ્વારકાધીશનું=શ્રી કૃષ્ણનું, દ્વારકાના મોટા દેવનું.

ટોચ=અણી, મથાળું.

ઢોળવાળું=ગીલિટ કરેલું, સારૂં દેખાવા રસ ચોપડેલો તે.

શીખર=ટોચ, અણીવાળું મથાળું.

સંવત્=સાલ, વર્ષ.

( ઉજ્જન નગરીમાં થઇ ગયેલા પારકાનું દુઃખ ભાગનાર વિક્રમ રાજાનું વર્ષ.)

શંખાસુર=શંખ નામનો રાક્ષસ.

(જ્ઞાનનાં મોટાં પુસ્તક ચોરી ગયેલો તે.)

**ઉધ્ધાર**=તારવું, હતું તેવું કરવું, સમારવું, સુધારવું.

---

## પાઠ ૬૧ મો

## અમરેલી પ્રાંતઃ મુખ્ય સ્થળો

## ભાગ ૨ જો.

**જુનાગઢ**=જૂના કિલ્લાવાળી જગ્યા, નરસિંહ મહેતાનુ ગામ.

**પ્રભાસ પાટણ**=સોમનાથ મહાદેવવાળું ગામ.

**પ્રાચીન**=ઘણાં જૂનાં, અસલનાં

**દક્ષની**=પાર્વતીજીના બાપનુ નામ છે તેની, મહાદેવના સસરાની.

**સાપ**=શ્રાપ, ગુસ્સામાં આવતાં સામાને મોટું નુકસાન થાય તેમ કહેવું તે.

**ક્ષય રોગ**=ખેરોગ, લોહીવાળો કફ કે ગળો પડી ધીમે ધીમે મોત લાવનાર રોગ.

**કળા**=વત્તા ઓછા તેજવાળો ભાગ.

**સોમ**=ચંદ્ર

**ઇતિહાસમાં**=વખતવાર બનેલા બનાવની હકીકતના પુસ્તકમાં.

**મહમૂદ ગઝની**=કાબુલ દેશમાં થઇ ગયેલો ધર્મમાં અંધ બની ગયેલો બાદશાહ.

**ચૂરેચૂરા**=ટુકડે ટુકડા.

**ગઝની**=કાબુલ દેશની જુની રાજધાની.

**મસીદ**=મુસલમાનોનું પ્રભુ ભકિતનું ધામ.

કચ્ચરાય=ચુરાય, વારંવાર પગ તળે દબાય.
સુલતાન=મુસલમાની સુબો.
જમીનદોસ્ત=જમીન સાથે સરખું.
હોલ્કર=ઇંદોરના રાજા.
વિધવા=રંડાએલી, જેનો ધણી ગુજરી ગયેલો તે સ્ત્રી.
પ્રાચી=જૂની, અસલની.
ખ્યાલ=વિચાર.

---

"અમરેલી પ્રાંત છુટાં છુટાં ફૂલની માફક છે. તેમાં દ્વારકાને પ્રભાસ પાટણ ખાસ પવિત્ર ધામ છે. કેટલાક અમરેલીને અમરવેલી પણ કહે છે."

---

## પાઠ ૨૨ મો.

### કસરતઃ રામમૂર્તિ.

કસરત=તાલીમ, ખીલવવું, કેળવવું.
સર્જ્યાં=બનાવ્યા, પેદાકર્યાં.
કાટ=મેલ, પડતર પડી રહેવાથી હવાલાગી ઉપરનો ભાગ ખવાઇ જાય તે.
બાંધેલા પાણીમાં=ઘેરાઇ રહેલા પાણીમાં, વહેનહીં તે પાણીમાં.
કટ્ટો વેરી=ખાર રાખતો દુશ્મન, પક્કો શત્રુ.
ગુંથાએલાં=રોકાએલાં, પરોવાએલાં.
બેચહેની=અસુખ, સુખ નહિ તે.
રોગનાભોગ=રોગમાં સપડાઇ નાશ પામવો.

અવયવો=ભાગો.

ખાસ=ખરેખર, નક્કી, જરૂરજ.

ગાઢો=ભારી, મજબત.

દૃઢ=પાકું, ઠરેલ, મજબૂત.

કસીએ છીએ=ઘણું બળ આપીએ છીએ.:

મદારી=નટ, શરીર બળના ખેલ કરનાર.

અંગ=શરીર.

ભારે=કઠણ, અઘરી.

પ્રોફેસર=હુશિયાર, અમુક બાબતમાં વધારે જાણનાર.

સહેજ=થોડી મહેનતે, જરા વારમાં.

આચકો=ધક્કો.

કસી=બળવાળું કરી.

મલ્લ=કુસ્તીબાજ, જોરાવર, લઠ, શરીર બળમાં ચઢતો.

ઠીક નહિ=સારૂં નહિ, બરાબર નહિ.

"ઉત્તમ સુખને માટે શરીર અને મન બન્નેને કસરત આપવાની ખાસ જરૂર છે. પ્રોફેસર રામમૂર્તિ કસરત થીજ આજે ભીમ જેવા ગણાય છે ને અચરત પમાડે તેવા ખેલ કરે છે."

---

## પાઠ ૨૩ મો.

### ઊંટ.

વસ્તુ=બાબત, ચીજ.

'ઉંટનાં અરાઢે વાંકાં'= ઊંટના શરીરના અરાઢે ભાગ વાંકા. ટુંકામાં બધું શરીર વાંકું.

રણમાં=પાણી વિનાના ઉજજડ રેતાળ મુલકમાં.

**દિવસોસુધી**=ઘણાદિવસલગી.

**વિચીત્ર**=નવાઇ પમાડે એવું.

**પીઠપર**=બરડાપર, વાંસાપર.

**ખૂંધ**=ઢેકો, ઊંચો ભાગ, બરડા ઉપર ફુલેલો ટેકરો.

**ચરબીનો**=શરીરની અંદર રહેલા ઘી જેવા ચિકણા પદાર્થનો.

**જથો**=ટોળું, મોટો ભાગ.

**પોષણ**=ખોરાક.

**ગરજ**=જરૂર.

**ગાદી**=ઊંચી પોચી બેઠક.

**કઠણગાદી**=ઉપરથી કઠણ પણ અંદરથી પોચી ગાદી.

**ઈજા**=દુઃખ, હરકત.

**આરબલોકો**=આરબી બોલી બોલનારા લોકો, અરબસ્તાન દેશના લોકો.

---

**ઊંટ ઘોડાની પેઠે બેસવાના ગાયની પેઠે દૂધ દેવાનાં કામમાં આવે છે. વળી લાંબો વખત ભૂખને તરસ વેઠનારૂ પ્રાણી હોવાથી આપણને ત્રાસ આપતું નથી."**

---

## બાળબોધ અક્ષર.

**બાળબોધ**=બ્રાહ્મણોના દેવોના.

**અક્ષર**=શબ્દ લખવામાં વપરાતી નીશાની. બાળબોધ નીશાની ને ગુજરાતી લખાણમાં નીચે પ્રમાણેનો ફેર છે.

૧—બાળબોધ અક્ષરનાં દરેકનાં જુદાં જુદાં મથાળાં નાની લીટીથી બાંધેલાં હોય છે. ગુજરાતીમાં તેમ નથી.

૨—અ, આ, ઇ, ઇ, ઉ, ઊ, એ, ઐ, ઓ, અં, અઃ, ક, ખ, ચ, જ, ઝ, ણ, દ, ફ, ભ, લ, ળ, એટલા અક્ષરો લખવામાં તદ્દન જુદા પણું છે.

૩—૧,૩,૫,૬,૯ એટલા આંકડા લખવામાં તદન જુદા પણું છે.

૪—ગુજરાતીની પેઠે ઝપાટાબંધ બાળબોધ લખાતું નથી. પણ ગુજરાતી કરતાં બાળબોધ લખાણ ચોકખું ને સારૂં લખાય છે.)

---

## पाठ २४ मो,

### जीवतो नर भद्रा पामे.

नर=માણસ.

भद्रा=કલ્યાણ, બધી વાતનું સુખ.

पामे=મેળવે.

अश्व=ઘોડો.

वेपारी=માલ લઇ વેચનાર.

मांडे=શરૂ કરે.

जगन=મોટો હોમ કે હવન.

सुकीर्ति=સારી આબરૂ.

साहे=મેળવે.

नंग=દાગીનો, કીમતી ઘરેણું.

लहाणां=લ્હાણું, સારા નબળા પ્રસંગની ભેટ.

लाहे=મેળવે, પામે.

विजोगियो=વિખુટો પડેલો, છુટો પડેલો.

संजोगी=એકઠો, ભેગો.

दखे=જુએ, પામે.

देह=શરીર.

वेदना=દુઃખ.

वामे=છોડીદે, તજીદે.

वांझीयो=છોકરાં વગરનો.

प्रगटे=પેદા થાય.

घरसूत्र=ઘર સંસાર, ઘરનો કારભાર.

कोनहिमळे=કાંઈ નહિ મળે.

तकमां=સારા વખતમાં.

टाळोकरो=લાભકરો, ફાયદો મેળવો.

ફળે=મળે.

" જીવતાં માણસથીજ પ્રભુ મેળવાય છે; ને ઉત્તમ ધારેલું સુખ ભોગવાય છે. આ દુનિયા જીવતાં માણસમાટેજ છે. "

---

# પાઠ ૨૫ મો.

## ઝાડ અને તેના ભાગ.

### ભાગ ૧ લો.

તેડી=બોલાવી.

છોડ=છેક નાનાં ઝાડ, ઘણો વખત ન જીવે તે ઝાડ.

વેલા=દોરડાં જેવા પથરાએલા છોડ કે ઝાડ.

વિંટલાએલાં=બાઝેલાં, વળગેલાં.

ડાળ=મોટા થડમાંથી ફૂટેલાં નાનાં થડ.

થડ=ભોંય ઉપરનો ઝાડનો ભાગ, જેમાંથી પહેલ વહેલી ડાળ ફુટે તે.

ટટાર=સીધાં.

મુળ=ભોંયની અંદરનો થડને લાગેલો ભાગ, મૂળિયાં.

( ઝાડ, છોડ કે વેલાના ત્રણ ભાગ હોય છે. સૌથી ઉપરનો લીલો જણાતો ભાગ પાંદડા, અને જમીન ઉપરથી તે પાંદડાં સુધીનો જે ભાગ તે થડ, તથા થડને લાગેલો પણ જમીનમાંનો જે ભાગ તે મૂળ. ટુંકામાં પાંદડાં થડને મૂળ.)

---

# પાઠ ૨૬ મો.

## ઝાડ અને તેના ભાગ,

### ભાગ ૨ જો.

ફેર=તફાવત.

લીલાંછમ=ઘણું લીલું, લીલા ઘેરા રંગ જેવું.

ડાખળીઓ=નાની ડાળીઓ.

ચિમળાઇ=કરમાઇ, સૂકાઇ.

ટાંકલી=ટાંકણી, માથાવાળી પિત્તળની સોય જેવી.

ખોસું=ગોપું, ઘોચું.

લાગણી=અસર, સુખ દુઃખ થવાનું ભાન.

બિડાઇ=ભિડાઇ, બંધ થઇ.

લજામણી=શરમાઇ ગયાનું ભાન કરાવનાર છોડ.

લાજ=શરમ.

અચળ=ખસે નહીં એવાં એક જગ્યાએથી બીજી જગ્યાએ ન જઈ શકે એવાં.

અવયવ=ભાગ.

---

"માણસના શરીર સાથે ઝાડની સરખામણી નીચે પ્રમાણે થાય છે. મુળ=મોં. થડ=પગથી ગળા સુધીનો ભાગ. પાંદડાં=નાક,છાલ=ચામડી, રસકે દુધ=લોહી. અંદરના કઠણ ભાગ=હાડકાં."

---

# પાઠ ૨૭ મો.

## સાબુ.

સાબુ=મેલ કાઢનારો પદાર્થ.
સાફ=ચોકખું.
ચોળવાના=ઘસવાના.
સુગંધિદાર=સારીવાસ વાળા.
કપડવંજ=ખેડા જિલ્લામાં એક ગામ છે.
પ્રાંતિજ=અમદાવાદ જિલ્લામાં એક ગામ છે.
કાસ્ટિકસોડા=વિલાયતી સાફ કરેલો ખાર, ચોકખો સંચોરો, કે પાપડીઓ ખાર, ચોકખો ઉસ નામનો ખાર.
સાદીરીત=સહેલીરીત, માથા કુટ વગરની રીત.
કોપરેલ=કોપરાનું તેલ.
ગરમ=ઊનું.
ગાળવું=ચોકખું કરવું, કપડાંથી સાફ કરવું.
પાથરીદેવું=સરખું પહોળું કરવું.
ચોસલાં=ચકતાં, ચોખંડા કકડા.
રંગિત=રંગવાળો.
કાર્બન=ઝીણાં જંતુનો નાશ કરનાર ઝેરી પદાર્થ.
ખસ=ચાંદાં, ખુજલી.
દરાજ=ચામડી ઉપસી આવીને લાલ કે કાળી થઇ રસી ઝરવી તે.
અલસી=ઉત્તર ગુજરાતમાં તેલ નીકળતુ એક જાતનું ધાન્ય,
દિવેલ=એરંડીયું, કોડીઆના દીવામાં લોકો વાપરે છે તે.

---

"સાબુ અરીઠાંની પેઠે મેલ કાઢનારો છે. તેથી

જ્યાં અરીઠાં મળતાં હોય ત્યાં સાબુ વાપરવો નુકસાનકારક છે."

---

## પાઠ ૨૮ મો.

### ધીરજનાં ફળ મીઠાં છે.

**ધીરજનાં**=દુ:ખ વખતે ગભરાઇ કે અકળાઇ ન જવાનાં.
**ફળ**=સાર, પરિણામ.
**મીઠાં**=સારાં.
**'ધીરજનાં ફળ મીઠાં'**=ધીરજ રાખવાથી છેવટે સારો લાભ થાય છે.
**ગરીબ ગરબાં**=ગરીબ અને ગરીબ સરખાં,
**તવંગર**=પૈસાદાર, ધનવાન,
**પરોપકારી**=પારકાનું ભલું કરનાર.
**ઉદાર**=મોટા મનના.
**અચકાતાં**=ખંચાતા, અટકતા.
**દાતાર**=દાન આપનાર.
**'સખી દાતારે'**=મોટા મનથી દાન આપનારે.
**પડાપડી**=ઉપરાઉપરી માગણી
**ધક્કો**=આચકો, હડસેલો.
**ધસતી**=બીજાને ખસેડીઆગળ જતી, જુસ્સાથી આગળ જતી.
**ગેણું**=રૂ. ૧૫ ની કીમતનો સોનાનો સિક્કો.
**પોટલીમાંથી**=નાની ગાંસડી માંથી.
**સાચાઇથી**=સચ્ચાઇથી, વાજબી કરવાથી.
**બદલો**=એકને ઠેકાણે બીજું મળવું તે,
**ધારિ**=પકડી, રાખી.
**ચહો**=ઇચ્છો.

નવ કદાપિ=કદી પણ નહિ.
જુઠાણુ મહીં=જુઠાણામાં.
કિરણોથિ=તેજના ફેલાતા પાતળા ભાગથી.
'પ્રભુ કૃપ કિરણોથિ'= પ્રભુની મહેરબાનીના તેજ વાળા ફેલાતા પાતલા ભાગથી.
વિરાજશો=શોભશો.
મોટપ=મોટાઈ, માન.

---

"સારાં સાચાં સુખો તરતજ મળતાં નથી. ધીરજથીજ ધારેલાં કામ-કરવાથી સાચાં સારાં સુખો મળે છે."

---

# પાઠ ૨૯ મો.

## ઘેટું ને બકરૂં.

ઊન=પશુના વાળ.
ધાબળી=કામળી, ઊનની પિછોડી કે ચાદર.
ભાગ્યેજ=જવલ્લેજ, કદાપિજ
વાગોળે છે=ચાવ્યા વિના ખાધેલું પાછું મોમાં લાવી ચાવવું તે.
જડબામાં=દાંત જડાએલા ભાગમાં.
રાંકડું=ગરીબડું.
બાળક=બચ્ચું.
ભરવાડ=આહિર, ઘેટાં બકરાં પાળનારી એક જાત.
ઊંઘટ્ટી=ઉઘાએલી.
તીવ્ર=ઝટ જાણનાર.
સરદાર=ઉપરિ.

વર્તે=ચાલે, કરે.

'ગાડરીઓ પ્રવાહ'=વગર સમજે ઘેટાંની પેઠે ચાલનાર.

કદમાં=જગ્યાના રોકાણમાં.

કાશ્મીર=હિંદુસ્તાનના ઉત્તર ભાગનો મુલક.

શાલ=ઝીણા ઉનની પાતળી પિછોડી.

અંગોનાં=ભાગોનાં.

લડકણો=લડનારો.

વગડાઉ=જંગલી, રાની.

ચઢાવવાળી=ઢાળાવવાળી, ઢાળવાળી છરતી.

ઉભા ચઢાવવાળી=છેક થોડા ઢાળવાળી.

ઠરે છે=ટકેછે, રહેછે.

ખડકથી=પત્થર વાળા ટેકરાથી

સહેલથી=હરકત વગર, સહેલાઈથી.

'ઊંટ મેલે આકડો ને બકરી મેલે કાંકરો'=ઊંટ આકડા વગર બધી વનસ્પતિ ખાય છે; અને બકરૂં કાંકરા વગર તમામ ખાય છે.

---

"ઘેટું અને બકરૂં બન્ને ગરીબ ઉપયોગી પ્રાણી છે; કેમકે તેનુ દૂધ, ઉન અને લીંડી, તથા મૂતરનું ખાતર કામ લાગે છે, તેથીજ ગરીબ ખેડુતો એને પાળેછે"

---

## પાઠ ૩૦ મો

### કવિતા ને નીતિ.

કવિતા=રાગ કહાડી બોલાતા સારા બોલો.

નીતિ=સારે રસ્તે દોરનાર ગુણ.

ज्ञानबळ=બુદ્ધિ બળ, ડહાપણનું બળ.
छक=અભિમાન.
वृद्ध=ઘરડા.
उपजावे=પેદા કરે
अंतरमां=મનમાં.
रस=મઝા
सोळ आनं न=પુરેપુરા
सतीओ=સાચો.
सतनो=સત્યનો, સાચાનો.
सूझ=જડે, મળી આવે.
सुधारस=અમૃતનો રસ, મરે નહીં એવો પીવાનો રસ.
सम=જેવી, સરખી
सुकविता=સારી કવિતા
'नारी मोटी अने नानीओ'=કવિતા સ્ત્રી જેવી ગણાય છે, તેથી નાની અને મોટી કવિતા.
अवगुणकारी=નુકસનકારી:
दोष=ખોડ, ખામી.
जरिय=જરાપણ
नादानीनो=ઉછાંછળાપણાનો, વગર વિચાર્યે કરી પાડવાનો.
काव्य थकी=કવિતા વડે.
बोध=શિખામણ
शुद्ध कविता=સારી બોધવાળી કવિતા.
अनीति=ખરાબ રસ્તે દોરનાર ખરાબ ગુણ
हर्ण=મારી. નાશ કરી.
आनंदामृत=આનંદ જેવું અમૃત.
अमृत=ઉત્તમ પીવાનો પદાર્થ, જેનાથી મોત ન આવે એવો પદાર્થ.
कथनमां=કહેવામાં.
ज्ञाता=જાણકાર.

(જ્ઞાનાજને તે કાવ્યના કથનમાં આનંદામૃત જડે.

जुक्ति=ખુબી

जोग्य=વાપરવા લાયક

पहे =જે, પડે છે,

[મઝા પડે છે] (જે કવિતાને જુકિતથી સમજી જાણે છે; તેનેજ તેમાં મઝા પડે છે, એટલે તેનેજ તે વાપરવા લાયક છે અને તેનેજ મઝા પડે છે.)

बेटा=છોકરા

पितु=બાપ

भ्रात=ભાઇ

लजाशे=શરમાશે

(ત્રણે લીટીની સામટી સમજવાની છે (જે) એવું લખે (કે) જે બોલ બેટા, સહેતો, બાપ (અને) ભ્રાત પાસે બોલતાં બહુ લજાશે; તે (બોલને=કવિતાને) અનીતિ કહીએ.)

रीति=ચાલ

(એવી રીતિ રૂડા માણસોની નહિ)

---

"સારી કવિતા આનંદ સાથે નીતિનો ગુણ લાવે છે, ને અનીતિનો નાશ કરે છે માટે દરેક માણસે સારી કવિતા સમજીને જાણવી જોઇએ."

---

## પાઠ ૩૧મો

### આપણા મુસલમાન ભાઇઓ.

(એક દેશમાં ઘરબાર કરી રહેનારા ભાઇઓ ગણાય છે, માટે મુસલમાન પણ આપણા ભાઇઓ છે.)

वस्ती=વસેલા, રહેલા

મોટી વસ્તી છે=ઘણા વસેલા છે

લગભગ=આસરે

અફગાનિસ્તાનમાંથી=
કાબુલી લોકના દેશમાંથી

ભલામાં=કલ્યાણમાં, સારામાં

'ભલું સમાએલું' છે=
કલ્યાણ રહેલું છે.

વસાવ્યાં=નવાં વસતીવાળાં
કર્યાં છે.

ભવ્ય=મોટી.

મસ્જિદો=માથું નમાવવાની
જગ્યા, પ્રભુની પ્રાર્થના
કરવાની જગ્યા.

રોજા=મોટી કબરો

(પૈસાદાર મુસલમાની માણસને મરી જાય એટલે જમીનમાં દાટી તે ઉપર મોટું મકાન બંધાવે છે તેને રોજો કહે છે; એવી ઘણી જગ્યાઓ છે.)

જુમામસ્જિદ=શુક્રવારને દહાડે
ઘણા મુસલમાનોને સાથે
પ્રાર્થના કરવાની જગ્યા.
(જુમા એટલે શુક્રવાર)

શાહ=પાદશાહ

આલમ=દુનિયા

શાહ આલમનો રોજો=એ
નામના બાદશાહનો રોજો

ખુબીદાર=ચતુરાઈવાળી,
ડહાપણ ભરેલી,

ધર્મ=ઇશ્વરી આજ્ઞા, પ્રભુનું
જ્ઞાન મેળવી તેની પાસે
જવાનો માર્ગ

સ્થાપનાર=થાપનાર, સાબીત
કરનાર

હઝરત=પવિત્ર

(જ્યાં અક્ષર તળે કે બાજુમાં ટપકુ એટલે ઝીણાં મીંડાં જેવું આવે ત્યાં એમ સમજવાનું કે એ અક્ષરના ઉચ્ચારમાં ભેદ રહેલો છે. જેમ ગુજરાતીમાં 'શ' 'ષ' 'સ' આ ત્રણના એક સરખાપણા સાથે તફાવત છે. તેમ અરબી. ફારસી, તુર્કી એ ભાષાનાં મળતા અક્ષરોમાં ફેર છે.)

પેગંબર=સંદેશો લાવનાર

અલ્લાહ=પોતે આવનાર, પરમેશ્વર, ખુદા.

બોધકર્યો=શિખામણ આપી.

ધિક્કારે છે=તુચ્છકારે છે, હાલકા માને છે.

મુખ્ય ફરજ=ખાસ ઉત્તમ ધર્મ પ્રમાણેનું કામ.

ખુદા=પ્રભુ.

રસૂલ= પેગંબર, સંદેશો લાવનાર.

અરબી વાકય=આરબ લોકની બોલીવાળા બોલો

બંદગી=પ્રાર્થના, સ્તુતિ.

ખેરાત=દાન, પુણ્ય.

રમંઝાન=ભૂખ્યા રહેવાના મહિનાનું નામ.

ઉપવાસ=ભૂખ્યા રહેવું.

હજ્જ=જાત્રા.

ધર્મ ચુસ્ત=બરાબર ધર્મ પ્રમાણે ચાલનાર.

નમાજ પડે છે= બંદગી ભણે છે, પ્રાર્થના કરે છે.

'ત્રીજા પહોર પછી'=બપોરના ત્રણ વાગ્યા પછી પાછલે પહોર.

દિશા=બાજુ.

શરીફ=પવિત્ર.

બાંધકામ=બાંધેલું કામ.

'સાતપ્રદક્ષિણા'=સાત વખત ફરતા ફરવું.

આદમ=મૂળ પુરૂષ.

માનવીમાં=માણસમાં.

ઉત્પન્ન=પેદા.

સ્વર્ગમાંથી=દેવોના ધામ માંથી.

ઝમ ઝમ=(હઝરત ઇસ્માઇલની પગની એડી ઘસાવવાથી નિકળેલો જમીનમાંથી પાણીનો કૂવો,) મકકા પાસેનો એ નામનો કૂવો.

હાજી=જાગાળું.

દારૂ=( દ્રાક્ષ, મહુડાં વિગેરેને કોહવડાવી વરાળ બનાવી ઠારેલું પાણી ) પીવાથી ગાંડા થવાય તે પદાર્થ

વ્યાજ=ધીરેલા રૂપિઆનુ ભાડુ

મના કરી છે.=ના કહી છે.

આરામનો=સુખનો.

સંધ્યાકાળ=દિવસને રાત વચ્ચે વખત.

તારીખ=તીથિ, દિવસ.

જુમેરાત=શુક્રવારની રાત, ( આપણે એટલે બીજા લોકો ની ગુરૂવારની રાત, કેમકે મુસલમાનોનો દિવસ બપોરના ત્રણ વાગ્યાથી બદલાય છે. )

પછાત=પાછળ.

શિઆ=હઝરત અલીનેજ પહેલા ખલીફા માનનારા

સુન્ની=હઝરત અલીને ચોથા ખલીફા તરીકે માનનરા.

પંથ=ધર્મનો ફાંટો.

ખલીફા=એકના મરણ પછી ધર્મની ગાદીપર આવનાર બીજો માણસ,

અનુક્રમે=એકના પાછી એકનું આવવું, વારા ફરતી આવવું

---

"માણસ જેમ એક આંખે કાણું હોય તો તેનાથી સારી રીતે દેખી શકાતું નથી અને જાતે પણ સારું દેખાતું નથી; તેમ હિંદ માતાની હિંદુ અને મુસલમાન એ બે આંખ જેવી પ્રજા છે. તેથી મુસલમાનને ભાઈ જેવા ગણવાના છે. વળી ભાઇઓમાં સંપ ન હોય તો ત્રીજો માણસ ઊંધુ ચત્તુ સમજાવી પોતાને લાભ

સાધવા બન્ને ભાઇઓને લડાવી મારે છે તે આપણે સમજવું જોઇએ, અને મુસલમાનોને આપણા સગામા જણ્યાભાઇ જેવા ગણવા જોઇએ. અને એમના ભલામાંજ આપણું ભલું રહેલું છે. એ કદી ભુલવું નહિ."

---

## પાઠ ૩૨ મો.

### ઝાડનાં મુળ.

### ભાગ ૧ લો.

પ્રિય=વહાલાં.

ગુરૂ=સારા ગુણોના સંગ્રહવાળા.

જી=માન આપવા બોલાતો શબ્દ.

માટી=મટોડી, મટોડું.

નિકોરી=નીક, પાણી જવા માટે ભોંયમાં ખોદેલી તે,

માળી=ફુલ ઝાડ ઉછેરનાર.

ઓગળી જાય છે=મળી જાય છે, આંખે દેખાતી બંધ થાય છે.

સ્વાદથીજ=ચાખવાથીજ.

ફેલાય છે=ચારે તરફ વધે છે.

દોરીઓ=દોરડીઓ, (કાથા, સણ, સુતર, રેશમ વિગેરેની હોય છે,)

સજ્જડ=મજબુત.

ઝપાટો=જુસ્સો, જોર.

નક્કર=કઠણ, પોલું કે પોચું નહી તે

---

## પાઠ ૩૩ મો.

### ઝાડનાં મુળ.

### ભાગ ૨ જો.

**ચીકણાં**=ચીકાશવાળાં, મજબૂત, તૂટે નહિ એવાં.

**ઋતુ**=વરસના છ ભાગ કરેલા છે. તેમાંનો એક ભાગ

**વસંત ઋતુમાં**=પીલવણીની ઋતુમાં, ફાગણને ચૈત્ર મહીનામાં રહેલી ઋતુ.

**રુચે છે**=ગમે છે, ફાવે છે.

**પોષક**=જીવાડનાર, રક્ષણ કરનાર, પોષણ કરનાર.

**માફક**=જોઇએ તે પ્રમાણે કામ આવવું, અનુકુળ ફાવતું.

**'માફક આવે છે.'**=ફાવતી આવે છે.

**કરમાઇ**=સૂકાઇ ચિમળાઇ

**'પાક ઉતારે છે'**= અનાજ કે ફળફળાદિ પેદા કરી લે છે.

**ફળદ્રુપ**=સારાં ફળ આપનારી

**ખાતર**=કોહડેલો કચરો કે પૂંજો.

---

"કેટલાંક ઝાડપર પક્ષીઓ અચારમાં બીજા ઝાડનાં બી કાઢે છે; તેથી તે બીનું ઝાડમાં ઝાડ પેદા થાય છે. અને ઝાડની છાલમાંથી કસ લઇ મોટું થાય છે. વળી કેટલાક વેલા જેવા કે 'અમરવેલ' ઝાડપર મુળ ન નંખાતાં એમને એમ હવામાંથી ખોરાક લઇ પોષાય છે."

---

## પાઠ ૩૪ મો

### આપણા પારસી ભાઇઓ.

પારસી=અસલ ફારસી બોલી બોલનારા લોકો, કાલું કાલું બોલનારા લોકો.

શાહેનશાહ=બાદશાહ, મોટો રાજા.

વતનીઓને=ઘરબાર કરી રહેલા રહેવાસીઓને.

જુલમીને=બળજબરીને જોરને,

ધર્મની ખાતર=ધર્મને લીધે, ધર્મને માટે.

સંજાનમાં=સંજાણમાં, થાણા જિલ્લાનું દરિયાકાંઠે આવેલું વલસાડને મૂંબઈ વચ્ચેનું ગામ છે તેમાં.

આશ્રય=આસરો, મદદ.

વરીઆવ=સુરતની ઉત્તરમાં ત્રણેક માઇલને છેટે તાપી કાંઠે ગામ છે.

બેહેસ્ત=સ્વર્ગ, ઉંચા સુખનું ધામ.

દોજખ=નર્ક, ઘણા ભારે દુ:ખની જગ્યા.

---

" પારસીઓ દયાળુ, મહેનતુ ને સખાવત કરનાર હોય છે. તેથી જ તેઓ સુખી છે."

"પારસી લોકો પણ મુસલમાનોની પેઠે લાંબા વખતથી ઘરબાર કરી રહેલા હોવાથી આપણા ભાઇઓ છે."

---

## પાઠ ૩૫ મો.

### વરૂ અને શિયાળ.

વરૂ=ભયંકર જંગલી મોટા કુતરાજેવું પ્રાણી.
શિયાળ=કુતરા જેવું જંગલી પ્રાણી.
વાળથી=બાલથી, નિમાળાથી.
ડાચા આગળ=મોં આગળ
અણીદાર=સીંધુ, અણીવાળું
કરડી=આકરી, જુલમી.
નજર=જોવું તે.
તીણા=પાતળા ધારવાળા.
કડાક દઇને='કડાક' એવો અવાજ કરીને.
ભુખાળું=ભુખવાળું ને ભુખવાળું.
ભક્ષ=ભક્ષણ, ખોરાક.
હુમલો=એકદમ જોસથી ચઢી આવવું, હલ્લો.
ચૂકતુ=ભૂલતું, ભૂલખાતું
મુડદાની પેઠે=મરી ગયાની રીતે.
સાવધ=સાવચેત હોશિઆર
વહેમીલું=વહેમવાળું, ખોટા વિચાર વાળું.
ભરાઉ=ભરેલી.
માંસ હારી=માંસ ખાનાર.
લુચ્ચાઇ=છેતર પંડી.

---

"વરૂ જેની પાછળ પડે છે તેને છોડતું જ નથી; ખરેખરૂં જંગલી પ્રાણી વરૂ હોવાથી કેટલાક માણસ કે જેઓ સમજતાજ નથી તેને વરૂ જેવા કહે છે.

લુચ્ચાઇ ખાતે માણસમાં ઢેડા, જનાવરમાં શિયા

ળ, અને પક્ષીમાં કાગડો ગણાય છે."

---

## पाठ ३६ मो.

## आप समान बळ नहि,

आप=જાતે, પોતે, પંડે.
समान=સરખું.
'आप समान बळ नहि'=પોતે કરવાના કામમાં પોતાના જેવું જોર બીજા કોઇનું નથી.
सहाय=મદદ.
हरी=પ્રભુ, પરમેશ્વર.
फोक=નકામું.
परबळ=પારકાનું જોર, બીજાનું જોર.
मेघ=વરસાદ.
तोय=પાણી.
भाग्य=નસીબ.
भरुंसो=ભરોસો, વિશ્વાસ.
मोट=મોટી.
लुलुं=જોર વગરનું.
श्रम=મહેનત.
खोट=નુકસાન.
जोरावरं=જોરાવર, બળવાન,
धणी=માલિક,
तजी=છોડી દઇ.
तेहने=તેને (આળસને)
उद्यम=મહેનત.
सज्जन=સારા માણસ.
सादुं=સહેલું.
तत्क्षण=તરતજ, તેજવખતેજ.
भलुं=સારૂં.
तक=સારો વખત.
दरिद्र=ગરીબ.
लेय=લે, ગણ, માન.
( આળસમાંથીજ ગરીબાઇ ને દુઃખ પેદા થાય છે. )

તાકીરેહ=તાકી રહે છે, (એકી નજરથી જોઇ રહે છે કે કઇ ઘડીએ પેસી જાઉં.)

इमारतो=મોટાં મકાનો.

निमथर्के=નિયમવડે. ઠેરવ્યા પ્રમાણે કરવાથી.

निस्ये=હંમેશાં, દરરોજ.

सुखपाठ=ભણવાનું મોંએ ચડેલું, કોમ રાખેલું.

पोथी=ચોપડી, પુસ્તક,

(બાંધ્યા વિનાનાં છૂટાં પાનાંની ચોપડી.)

खरी=નક્કી.

(ઠેરવ્યા પ્રમાણે નક્કી ચોપડી વાંચેથી તે મોંએ થાય છે.)

लक्षेज=ધ્યાનથીજ, એક ચિતથીજ.

संसारे=દુનિયામાં.

वळी=બીજું.

वर्का=આશા. જોગવાઇ.

(નીતિ અને મહેનત વડે દુનિયામાં બીજાં સુખોની આશા થાય છે.)

---

" પોતે કરવાનાં કામ બીજાની મદદથી કરવા ધારિએ તો તે થતાં નથી ને કદાચ થાય તો તે પોતાના ધાર્યા પ્રમાણે થતાં નથી. તેથીજ એને માટે કહેવાય છે કે–'આપ સમાન બળ નહિ; ને મેઘ સમાન જળ નહિ.' વળી 'આપ મુવા વિના સ્વર્ગે ન જવાય.' તેમ 'જાત વગરની જાત્રા ખોટી' એ ધ્યાનમાં લઈ જાતે કરવાનાં કામ જાતેજ કરવા ચૂકવું નહિ. "

---

## પાઠ ૩૭ મો.

### તાજી હવાની જરૂર.

તાજી=ચોકખી, સારી.
કળશીઆમાં=લોટામાં.
ગુડગુડ='ખુડ ખુડ' અવાજ છે.
હડસેલી=ધકેલી.
દરેકપળે=દરેક વખતે.
લયાંજ=લયાજ, વારંવાર લેવું તે.
'જીવફરી જાય છે'=જીવ અકળાઇ જાય છે, ચકકર આવે છે.
એઠવાડ=એઠાં વાસણો સાફ કરતાં પડેલો કચરો પાણી.
તબીઅત=સરીર.
શ્વાસમાં=દમમાં.
(નાક વાટે હવા લઇએ તેને શ્વાસ કે દમ કહે છે.)
ગરદીમાં=લોકોની ભીડમાં, ઠઠમાં.
અસ્વચ્છ=મેલી, ગંદી.
તનદુરસ્ત=નિરોગી, રોગ વગરના.

---

"ચોકખી કે સારી હવા વિના શરીર સારૂં રહેતું નથી."

---

## પાઠ ૩૮ મો.

### પારસી લોકોના તહેવારો.

પતેતી=પાપથી પાછા ફરવાનો
જરથોસ્ત ધર્મ=પવિત્ર જરથોસ્તે સ્થાપેલો ધર્મ, પારસી ધર્મ.
મુજબ=પ્રમાણે, રીતથી.
તબકામાં=વખતમાં.

ભરૂચ=રેવાજીને કાંઠે શહેર છે.
વેપાર રોજગારમાં=વેપાર વિગેરે ધંધામાં.
આગળ પડતા=ઉપરિપણું લેતા, આગળ આવતા.
ઉત્તેજન=આગળ વધવામાં મદદ.
સખાવત=ઉદારવા, મોટા મનથી આપેલું દાન.
સર=મુખ્ય ઉપરિ.
પિટિટ=એક જાતની અટક કે ઓળખ છે.
પ્રખ્યાત=જાણીતી, જાહેર.
દાદા=બાપના બાપ કે માના બાપ.
મહેતા=એક જાતની અટક કે ઓળખ છે.
રત્ન=કીમતી ચળકતો પત્થર
નર રત્ન=પુરૂષમાં રત્ન જેવા પુરૂષ, વીરમાં રત્ન જેવા વીર.

જેબ=શોભા.
ટાટા=એક જાતની અટક કે ઓળખ છે.
વીજળીનાં=(વરસાદના દહાડામાં પડતી વીજ જેવી પેદા કરવાની વીજનાં વીજળીને ઝપાટાબંધ કામ થવાને કામ લે છે, જેમકે દીવા, તાર વડે સામસામી વાત કરવી, ગાડી ચલાવવી વિગેરે.)
જંગી=મોટાં.
સાહસિક=મોટા જોખમવાળાં કામ કરનાર.
અર્થે=માટે, સારૂ.
ખંચાતા=અચકાતા.
ખાનદાની=કુળવાનપણું, મોટાઇ.
ઉદારતા=મનનું મોટાપણું.
દયાભાવ=દયાની લાગણી.
અશો=પવિત્ર

ખોરદાદરોજે=અશો જરથોસ્તના જન્મના દિવસે.

દાદાર=કૃપા દેનાર; મહેરબાન.

અહુર મઝદ=પારસી ધર્મ પુસ્તકમાં આવતું પ્રભુનું નામ.

દાદાર અહુર મઝદ= પ્રભુનું નામ.

પ્રકાશનું=તેજનું, ઉજાસનું.

ચિહ્ન=નિશાની, (મૂળ છે)

અગિયારીમાં=પારસીઓની ધર્મનાં કામ કરવાની જગ્યા

અપવિત્ર=ભ્રષ્ટ, મેલો,

અધ્યારૂઓ=મોબેદ, પારસીઓના ધર્મ ગુરૂ.

ચહેરો=મોંનો દેખાવ.

સાહિત્યથીજ=સાધનથીજ.

સ્પર્શ=અડકવાનું. અડવાનું.

ઝંદ ભાષામાં=એક જાતની જુની બોલીમાં.

સંસ્કૃત ભાષાને=સારી કેળવાએલી અસલની બ્રાહ્મણીઆ બોલીને.

મનશની=મનની.

ગવશની=વાણીની, બોલવાની.

કુનશની=કામની, કર્મની.

આચરણ=વહેવાર, રીતભાત.

નિયમો=કાયદાઓ, ઠરાવો.

લક્ષણ=ચિન્હ, નિશાની.

બંદગી=પ્રાર્થના, સ્તુતિ.

દોખમામાં=(કુવા જેવી જમીન પર બાંધેલી ઉંચી પહોળી જગ્યામાં અંદરની ભીંતમાં કરેલા મોટા ગોખલા જેવા ભાગમાં.)

ધંબાર=જગત પેદા કરવાનો વખત.

પૂર્વજોના=અગાઉ થઈ ગએલાઓના.

રિવાજ=ધારો, રીત.

અનુસરે છે=મળતા થાય છે, વળગી રહે છે. તે પ્રમાણેજ ચાલે છે.

ભાઇચારો=ભાઇબંધી, દોસ્તી

આબાદ=સુખી.

ખેતીવાડી=ખેતરોને વાડી.

ગાથા=પવિત્ર શ્લોક.

શ્લોકો=ટુંકી કવિતાઓ.

પઠે છે=ભણે છે.

રૂહના=આત્માના, જીવના.

૨૧મી માર્ચે=અંગ્રેજી ત્રીજા મહીનાની ૨૧ મી તારીખે.

મેષ=ઘેટું.

રાશિ=તારાનું ઝુંમખું, ઢગલો

'સૂર્ય મેષ રાશિમાં જાય છે.'=(સૂર્ય જૂદાં જૂદાં તારાઓનાં ઝુમખાંમાં થઇને બાર માસમાં એક આંટો ફરતો જણાય છે. એવાં ઝુમખાં બાર છે. તેમાંનું ઘેટાના આકારનું ઝુમખું જે હોય છે તેમાં જાય છે.)

આફતાબી=સૂર્યની ફરવાની દેખીતી ચાલ પરથી આફતાબ એટલે સૂર્ય.

સંક્રાંત થાય=એક છોડી બીજામાં દાખલ થાય.

જશન=મેળાવડો. (સૂર્યને ફરવાનો નવેસર દહાડો હોવાથી)

પુરાણા=ઘણા જુના.

જમાનાથી=વખતથી.

ખુશાલીમાં=આનંદમાં.

---

"કોઇપણ તહેવાર ખાસ બનેલા બનાવની યાદગીરી માટે ઉજવાય છે."

## પાઠ ૩૧ મો ઘડપણ.

**ઘડપણ**=ઘરડાપણું, ઘરડા થવું.
**કેણે**=કોણે.
**જોબન**=જુવાની.
**ઊમર**=ઘરનો ઉમર, ઊંમરો.
**પાદર**=ભાગોળ, ગામનું નાકું.
**ગોળી**=પાણી ભરેલી માટલી માટલું.
**કેશ**=વાળ,
**સેવ**=પોચા તારના કકડા જેવો લોટનો ખાવા માટે બનાવેલો પદાર્થ
**રાબડી**=ભડકા જેવું લોટનુ ખાવાનું,
(લોટનો પાણીવાળો પીવાય તેવો બનાવેલો ખોરાક)
**થરથર**=રહી રહીને ડગતુ હોય તેમ.
**ધ્રુજે**=કંપે; ધ્રૂજે.
**થરથર ધ્રુજે**=રહી રહીને ધ્રૂજે.
**કાય**=શરીર.

---

"ઘડપણમાં શરીરનું બળ અને બુદ્ધિનું બળ ઘણાંજ ઓછાં થઇ જાય છે. તેથી કોઇપણ જાતનાં કામ થઇ શકતાં નથી- ને શરીર પર કંટાળો આવે છે. ટુંકામાં જીવવું સારૂં લાગતું નથી. બુદ્ધિના ઘટાડાને લીધે 'ઘડપણને બચપણ' સરખાં ગણાય છે."

---

# પાઠ ૪૦ મો

## ઝાડનું થડ.

### ભાગ ૧ લો.

પ્રવાહી=રેલો ચાલે એવો પદાર્થ.

પોષક રસ=પોષણ આપનારો રસ.

નક્કર=પોલા કે પોચાં નહીં તે.

ગરવાળો=પોચાં પદાર્થવાળો માવાવાળો.

સખ્ત=કઠણ.

રેસાનો ભરેલો=પાતળા તાર જેવા પદાર્થથી ભરેલો.

---

# પાઠ ૪૧ મો.

## ઝાડનું થડ

### ભાગ ૨ જો.

જટા=લાંબો ચોટલો.

વડવાઇ=વડની લટકતી મૂળીઓ

જોગીઓ=બાવાઓ.

વેષધારી=ઢોંગી, ખોટો પોષાક પહેરનારા.

ડોળ=ભપકો.

જગદીશ=પ્રભુ, જગત્‌નો દેવ.

વડલા=વડ.

વૈકુંઠ=પ્રભુનું ઊંચુ ધામ. (જટા ધરવાથી જગદીશ મળતા હોય તો વડ વૈકુંઠમાં જાય).

'કુંડાળા, કુંડાળા'=ચકરડા, ચકરડા, ગોળ લીટીના આકારો.

ગલ્લ=ગાલ્લો, ' ડની વચ્ચેનો ભાગ.

જાળ=ગૂંચ, જારૂં.

ગાંઠા=ગાંઠ, એકેએક સાથે ડાળીઓ ચોંટી જઈ કઠણ થયેલો ભાગ.

---

## પાઠ ૪૨ મો.

### મુસલમાન તહેવારો.

બારા વફાતનો=હઝરત મુહંમદ પેગંબરના સ્વર્ગવાસ થયાનો.

સ્વર્ગવાસ=સ્વર્ગમાં જવું તે.

વિદ્વાનો=ઘણું ભણેલાઓ.

મહાન્ હઝરતનાં=મોટી પવિત્રતાના.

સ્તુતિ વાકયો=વખાણનાં વાકયો,

શબેબરાત=આવતા વર્ષમાં જે થવાનું તે નક્કી કરવાનો.

પાક=પવિત્ર.

ભવિષ્ય=હવે પછી થવાનું તે.

આરોગ્ય=નિરોગી.

કિતાબમાં=પુસ્તકમાં.

ગુજારવાને=વાપરવાને

શબે કદ્રની રાત=કુરાને શરીફ થયાની રાત, સત્તાની રાત.

લીન=એકાકાર, તલ્લીન થઇ જવું.

દિવ્ય=દેવતાઇ, સુંદર.

તખતી=પાટી, ચાર ખુણાવાળી સરખી પાતળી.

ગેબી=છુપો, છાનો,

ઇલાહીકનું=ધણીનું, પ્રભુનું.

લેખ=લખાણ.

કંપવા=ધ્રુજવા.

ખુદાતાલાનો=મોટા દેવને,
કુરાને શરીફ=પવિત્ર ધર્મ
પુસ્તક.
ઇસ્લામ=નિર્ણય થએલો,
મુસલમાની ધર્મ.
ઉપદેશ=બોધ.
પર્વરદીગારના=પાળનાર
પ્રભુના,
રોશની=પ્રકાશ, ચળકાટ,
તેજ.

---

"જે તહેવાર આવે તે તહેવાર શા ઉપરથી પળાય છે તે દરેક જણે જાણવાની જરૂર છે."

---

## પાઠ ૪૩ મો

### ભાઇ બેન અને સારંગી.

### ભાગ ૧ લો,

સારંગી=પાતળા તારોનું
બનેલું વાજું.

'પૈસાનો વરસાદ વરસતો'=
વરસાદની પેઠે ઉપરા
ઉપરી પૈસા પડતા.
અટકચાળાં=અડપલાં, ખીજ-
વવાને છેડતાં.
છુંદી=પગ વડે કચરી, દાબી.
પાર=છેડો.
જીવન=જીવવાનું સાધન.
કકળતાં=રીસથી બોલતાં
બેલી=ધણી, મદદ કરનાર.
ગતિ=હાલત.
ભગવન=ભાગ્યશાળી, પ્રભુ.
જાદુઇ=નવાઈ પમાડે એવી.
દર્શન દીધું=નજરે પડ્યાં.
મોહપામી=માયામાં ભૂલથાપ
પામીમાયામાંભૂલાવોખાઇ.
અભિમાન=અહંકાર.
સંધાશે=જોડાશે.
ગર્વિષ્ઠ=અભિમાની.
ગૂમ=અલોપ, દેખાતી બંધ.

સમણા=સ્વપ્નાં.
ખાતરી=નક્કીપણું,સાબીતી.
મધુરસ્વર=મીઠો અવાજ.
મિઠાઇવાળાની=કંદોઇની, ગળ્યું ગળ્યું મનને ભાવતું સારૂં ખાવાનું વેચનારની.
મનમાનતું=મનને ગમતું,
ભોજન=મન ખુશથાય એવું જમણ.
મેદની=ભીડ, ઠઠ.
ચકિત થયો=નવાઇ પામ્યો.

---

## પાઠ ૪૪ મો.

### ભાઇબેન અને સારંગી

### ભાગ ૨ જો.

મટી=ટળી.
'રાજમહેલવાસી'=રાજાના મહેલમાં રહેનારાં.
પ્રકારનું=તરેહનું, રીતનું જાતનું,
વિરૂદ્ધ=ઉલટો, અવળો.
'છૂટકો કયાં છે?'=છુટકારો ક્યાં છે? (મારાવગર ચાલવાનું નથી.)
વાણીથી=બોલીથી.
તડાક દઇને='તડ' એવો અવાજ કરીને.
ફાંફાં=નકામી મહેનતકરવીતે.
વળ્યું નહિ=કામ થયું નહિ.
ઉત્તમગવૈયાના=ઉત્તમ ગાનારાના.
કાબેલ=હુશિઆર.
બસછે=ખપ પુરતું છે.
'આવીબન્યું છે'=મોતઆવી લાગ્યું છે.
માલ=મઝા.
યોગ્ય=વાજબી, લાયક.
ગુજરાન=પોષણ.

એકાંતમાં=જ્યાં કોઇ બીજું નહોય ત્યાં એકલાં.
નિંદેછે=ખરાબ બોલેછે.
વૈભવ=સુખનાં સાધન.
સ્થિતિમાં=હાલતમાં, દશામાં.
ઉછર્યં હોય=મોટાં થયાં હોય.
અનુકૂળ પડે છે=માફક આવે છે.
સાદું જીવન=ઓછી જરૂર વાળું જીવન.
વૈભવના જીવન=સુખની જરૂર વાળાં જીવન.
દરજજે=ભાગે.

---

ગરીબાઇમાંજ પ્રભુ યાદ આવેછે, અને તેની મદદ થીજ સુખી થવાયછે. અભિમાન થતાં પ્રભુ મદદ જતી રહે છે ને દુઃખી થવાય છે. જેનું જીવન સાદાઇમાં ગયું છે તેને વૈભવવાળું જીવન ફાવતું નથી.”

---

## પાઠ ૪૫ મો.

### આપણો ખોરાક.

આવરદા=જિંદગી.
ભાગ્યશાલી=નસીબવાળા.
વશ=તાબે.
મુડદાલ=બળ વગરના, મુડદા જેવા.
છાંટા=ટીપુ, બુંદ.
તદન=છેક, તમામ.
ચઢતી વયમાં=ઉછરતી, વયમાં.
દશા=હાલત.
નીરોગી=રોગ વગરનું.

યંત્ર=સાંચો; સંચો.
બિમારી=માંદગી, રોગવાળું.
આધાર=આસરો.
પુષ્ટ=મજબુત તાકાતવાળું, બળવાળું.
દુબળાં=નબળાં, જોર વગરનાં.
માવજત=સંભાળ, બરદાસ્ત.
જાળવી=સંભાળી, સાચવી.
વિકારી=ફેરફાર કરનાર, બિગાડનાર.
દરકાર=કાળજી.
હોજરી=પેટ, જે જગાએ ખાધેલુ એકઠું થઇ પચે તે.
આમ=પચ્યા વગરનો ખોરાક ઝાડા વાટે નીકળે તે, વારંવાર થતા ઝાડાનો રોગ.
કારણ=મુળ, આધાર.
કામકાજ=કોઇ પણ કામ ધંધો, મુખ્ય કામ અને કામ જેવું.
પાચન શક્તિને=પચવાના બળને.
પરિશ્રમ=ઘણી મહેનત, થાક લાગે તેટલી મહેનત.
અનેક=ઘણી, એક કરતાં વધારે.
અમીરને=સરદારને, સુખીને.
પકવાન્ન=મીઠાઇ, ઘણાં ખાંડ ઘીવાળો ખોરાક.
સ્વાદિષ્ટ=લહેજતવાળું, સ્વાદવાળું.
સૂકો રોટલો=ઘી દુધ વગર ખાવાનો જુવાર કે બાજરીનો રોટલો, લુખો રોટલો.
લહેજત=મઝા.
ચકકર=ચકરી, તમ્મર, મગજ ભમી જવું તે.
નિદ્રા=ઉંઘ.

જિંદગી=જીવન.

"આપણો ખોરાક સાદો, ઝટ પચે તેવો, ને શરીર ન બગડે એવો હોવો જોઇએ."

---

# પાઠ ૪૬ મો

## કાચબો.

**માલમ પડે છે**=જણાય છે.

**તરેહવાર**=જૂદીજ જાતના.

**સંકોચી**=એકઠું કરી, દબાવી

**પાંસળાનો**=બાજુપરના વાંકા ગોળાકાર હાડકાંનો.

**પેટ ઘસડીને**=પગ બહુજ ટુંકા એટલે ચાલે ત્યારે પેટ ઘસાય છે તે.

**એક સરખી**=એક રીતની, ઘડી ઘડીમાં વામી કે ઉતાવળી ન કરવી તે

**આરતિ**=દેવને દીવાનું દર્શન કરાવવું.

**વર્ણવ્યું**=કાઇ ગુણ વધારે હોય તે સમજાવ્યું

**શરત**=હાર જીતની કબુલાત

**કયારનોએ**=ઘણો વખત થયાં,

**'ઉતાવળા સો બહાવરા, ને ધીરા સો ગંભીર'**=ઉતાવળ કરે સો=તે ગભરાઇ જાય છે, ને ધીમેથી કામ કરે તે ઠરેલ થાય છે, એટલે વિચારવાળોને કામમાં પાછો ન પડે તેવો થાય છે.

**શાંત**=ડાહ્યા

"કાચબાની મોટી પીઠ હોય છે. ત્યારે તે પીઠની

યોધ્ધાઓ ઢાલ એટલે ઘા ઝીલી લેવાનું સાધન બનાવે છે. કાચબો ઘણો ડાહ્યો અને ઠોલ હોવાથી તથા પાણી ચોકખું રાખતો હોવાથી કેટલાક લોકો કુવાના પાણીમાં રાખી મુકે છે."

---

## પાઠ ૪૭ મો

### કાગળ

પત્ર=કાગળ.
ચિઠ્ઠી=કાપલી, નાનો કાગળ થોડું લખેલો કાગળ.
તાડ પત્ર=તાડનાં પાંદડાં
ભોજપત્ર=અરફવાળા મુલકમાં થતાં એક જાતના ઝાડનાં પાંદડાને છાલ
બંગડી=સ્ત્રીના હાથનું પાતળુ ઘરેણું, કાવરી.
તે ઉપરાંત=વળી, તે વગર બીજાં.
વર્તમાન પત્રો=ન્યુસ પેપરો ચાલતા વખતના સમાચાર જણાવનાર પત્રો, પેપરો.
આમ=આવીરીતિ
દાખલા તરીકે=પુરાવા તરીકે નમુના તરીકે, ખરાં તરીકે.
ખૂબ ઝીણાં=ઘણાજ પાતળા.
પારદર્શક=આરપાર દેખાય એવા.
ડાઘથી=ડાઘાથી.
ખપમાં=કામમાં.
સુધરેલા=સમરેલા, સારા થએલા.
સમાજોમાં=મંડળીમાં, એક વિચારવાળાની ટોળીમાં.

**રેષાવાળા**=દોરા જેવા તાંતણા વાળા, સીધી નસવાળા.

**શણ**=ભીંડી કે શણના રેષા. જેના ગુણપાટ કે કોથળા બને છે તે તથા દોરડાં દોરડી બને છે તે.

**સુમારે**=આશરે.

**કચુંબરને**=ઝીણા ઝીણા કકડાને.

**માવો**=તત્વ, કામમાં આવે એવો માલ.

**એકરસ**=એકાકાર, એક સરખું.

**પિંડા**=ગોળા.

**'ઝીણાં સળીઆવાળા ચોકઠામાં**=પાતળા તાર વાળી ચાળણીમાં.

**નીતરી જાય**=ગળી જાય, પાણી નીકળી જાય.

**જામી**=ઠરી.

**સફાઇ**=ચોકખાઈ, સારા દેખાવડાપણું.

**પુના**=દક્ષિણમાં આવેલા મહારાષ્ટ્રમાં મોટું શહેર છે.

**લખનૌ**=અયોધ્યામાં મોટું શહેર છે.

---

**"કાગળ ન હોય તો દુનિયામાં અંધેર અંધેર ચાલી રહે. તેમ સુધરેલાને ભણેલાઓનું આજકાલ તો કાગળજ જીવન છે."**

---

## પાઠ ૪૮ મો.

### ઝાડનાં પાંદડાં.

**ભેદ**=તફાવત.

**અંકુર**=ફણગો.

**વિકાસ પામી**=ખીલી, પહોળું થઇ.

**નસો**=દોરી જેવા પાતળા રેષા.

'છત્તરની સળીઓ'=છત્રીના સળીઆ.

નરી આંખે=એકલી ખુલ્લી આંખે.

(નરી આંખે ઝીણું કામ જોઈ શકાતું નથી પણ ચશ્મા કે બીજા કાચના યંત્રથીજ જોઇ શકાય છે.)

'કાર્બન' નામનો ભાગ= રહેલા મેલા વાયુનો ભાગ.

નહિતર=નહીં તો.

"માણસ વિગેરે પ્રાણીને નાક વગર ચાલે તો ઝાડને પાંદડાં વિના ચાલે."

---

## પાઠ ૪૯ મો.

### શ્રી કૃષ્ણનું મોટપણ ભાગ ૧ લો.

ઋષિ=સારા ઊંચા વિચાર વાળા.

ગોઠીઆ=સોબતી, ભાઇબંધ

સાંસા=વાંધા, હરકત.

બાળ સ્નેહી=નાનપણના ભાઈબંધ,

ખિજવાઇ=ચીડાઇ, ગુસ્સે થઇ.

જરાસંધ=મગધ દેશનો રાજા, હાલના બિહારના દક્ષિણ ભાગનો રાજા.

સસરો=વહુનો બાપ કે વરનો બાપ.

બેટમાં=ચારે તરફ પાણીવાળા ભાગમાં, દ્વારકા પાસે એ નામની જગ્યામાં

પાછળ પડ્યો=પાછળ-લાગ્યો.

ગુફામાં=પહાડની પોલાણમાં, પર્વતના આડા ઘર જેવા ખાડામાં.

ખાખ=રાખ.

ભંગાણ થયું=ભાંગી ગઇ, તુટી ગઇ.

વિદર્ભ દેશ=બિહાર પ્રાંતનો ઉત્તર ભાગ.

શિશુપાળ=ચેદિ દેશનો રાજા, હાલના ચંદેરીને લગતા ભાગનો રાજા.
(ચંદેરી રજપૂતાનામાં છે.)

લાગ્યું હતું=જોડાયું હતું.

ગોર=ધર્મની ક્રિયા કરાવનાર

હરણ કર્યું=જોર જુલમથી લઇ ગયા.

વિધિ=રિતિ, રિવાજ.

યાદવ=રજપૂતની એક જાત, યદુ રાજાના વંશજો.

મણિ=હીરો, ચળકતો પત્થર.

આળ=આરોપ, ખોટો વાંક, ખોટો દોષ.

પારિજાતકનું ફૂલ=એક જાતનું બહુ સુગંધવાળું ને લાલ દાંડી તથા ધોળી પાંદડીવાળું ફુલ.
(ચોમાસામાં થાય છે)

મનાવ્યા=સમજાવ્યાં, રાજી કર્યા.

મહેણાં=ટોણાં, લાગી જાય એવા બોલ

રૂસણું=મોટી રીસ કે મોટો રોષ

અણબોલ્યા=વગર બોલાવ્યા

રાજ=રાજા

કહાના=કૃષ્ણ.

માશીને=પૂતનાને, માની બેન થઇ આવેલી તેને.

મામાનુ=કંસનું; માના ભાઇનું

મૂળ=મૂળિયું, વંશ

દ્વારામતી=દ્વારિકા

તમથી=તમારાથી.

ઇંદ્રાદિક=ઇંદ્ર વિગેરે.

નારી=સ્ત્રી.

ઇંદ્રવૃક્ષ=ઇંદ્રના બાગનું ઝાડ, પારિજાતક.
બાધા=માનતા, અટકાવ
અન્નની બાધા=અન્ન ખાવું નહિ એવી માનતા
ગોવિંદજીના સ્વામીએ= ગાયના ટોળાના માલિકે, શ્રીકૃષ્ણે.
સોગન=સમ, નુકસાન થાય એવું વચન.
સામળિઓ=કૃષ્ણ. (રંગે કાળા હતા તે માટે)
મંદિરિયામાં=મહેલમાં.
છેલા=છબીલા, સારા દેખાવડા, રૂપાળા
બળી પેટની=પેટની બળેલી, મનમાં લાગી આવ્યું તેથી.
મનના મેલા=કપટી, ખરૂં છુપાવનારા
સોહાગણ=સારા ભાગ્યવાળી,
વઢવાડ=તકરાર
રસિયા=રસવાળા, મઝાવાળા
મોહનજી=મોહ પમાડનાર
મુખડાપર=સારા દેખાતા મોં-પર, નાજુક મુખપર.
વીરા=વહાલા.
વારી=ઓવારી, વહાલા માટે વહાલી ચીજનો ભોગ આપવો તે.
વારી મરિયે=વહાલાને માટે તમામ ઓવારી નાંખી મરીએ.

---

## પાઠ ૫૦ મો.

### શ્રી કૃષ્ણનું મોટપણ
### ભાગ ૨ જો.

રાજસૂય=મોટા રાજાએ કરેલો મોટો યજ્ઞ,એકજાતનોયજ્ઞ

(તમામ રાજાને જીત્યા પછી આ યજ્ઞ કરાય છે જેથી જીતા એલા તમામ રાજાઓ સાથે ભેગા થઇ માન આપે છે.

**ધર્મરાજાએ**=ધર્મ પ્રમાણે ચાલતા રાજાએ, યુધિષ્ઠિરે.

**ખમી**=વેઠી, સહનકરી.

**સુદર્શનચક્ર**=શ્રીકૃષ્ણના પૈંડા

**સારથિ**=ગાડીવાન,રથ હાંકનાર (અગાઉના વખતમાં રથ હાંક વાનું કામ ઊંચું ગણાતુંહતું.)

**રણમાં**=લડાઇમાં, લડવાની જગ્યા આગળ.

**ખેદ**=શોક, દીલગીરી.

**ખેદપામ્યો**=દિલગીરી પામ્યો (કારણ; લડાઇમાં સગાંસંબંધી આવ્યા હોય તેને કેમ મરાય? એમ મનમાં લાગી આવ્યું.)

**'ગીતા'**=જ્ઞાન કે બોધ આપ નાર શ્લોક વાળા સંવા દનું પુસ્તક.

**'ભગવદ્‌ગીતા'**=ભગવાનનાં મોંથી ગવાએલા જ્ઞાનનું પુસ્તક. (બીજી પણ ગીતા ઓ આવે છે જેવી કે અષ્ટ ગીતા બ્રહ્મગીતા, રામાગીતા વિગેરે ઘણી ગીતા આવે છે. પરંતુ સૌથી ઉત્તમ ગીતા ભગવદ્‌ગીતા ગણાય છે)

**ધર્મ પુસ્તક**=ધર્મ સંબંધીનું પુસ્તક.

**'ગીતા સાર'**=ગીતાનું તત્વ, ગીતાનો મુદ્દો, ગીતાની મતલબ.

**નિર્ધાર**=નક્કી, ખરેખર

**સંસારસું**=દુનિયાના કામમાં, વહેવારમાં આનંદ માની.

**સરસો**=સારી રીતે વળગેલો.

**'સંસાર સું સરસો રહે'**= સંસારનાં કામ કરવામાં આનંદ માની સારી રીતે વળગી રહે.

'ને મન મારી પાસ'=અને મન મારામાં રાખ.
(આથી દુનિયાનાં કામ કરતાં સુખ દુઃખ થશે નહિ.)
લેપાય=ઢંકાઇ જાય.
'સંસારમાં લેપાય નહિં'=સંસારનાં કામમાં ઢંકાઇ જાય નહિ.
(કામથી પ્રભુને ભૂલી જાય નહિ.)
તે જાણ=તેને સમજ, તેને માન.
દાસ=સેવક, ભકત, ભગત.
ફરજ તરીકે=ધર્મ જેવું સમજીને
પરિણામ=કામ કરતાં છેવટે આવેલું ફળ, લાભ નુકસાનનો સાર
સમાધાન=સમજુતી, નિવેડો
મચ્યા=મસ્તીમાં આવી જઇ કામ કરતા.
પચ્યા=પીગળી જતા.
પીગળવું=તાપથી કે ઘસારાથી કે બળથી નરમ થતા
'મચ્યા પચ્યા'=મસ્તીમાં આવી જઈ કામમાં પીગળી જવું તે.
અથ ત્=મતલબ કે, સાર કે.
આતુર=રાહ જોતા, આકળા થતા.
હસ્તિનાપુરની=હાલના દિલ્હી શહેરની
સમે=વખતે.
પ્રભાસ પાટણ=સોમનાથપાટણ (કાઠિયાવાડમા છે તે ગામ)
અઠીંગી=અઢેલી, ટેકો લઈ.
કોળીએ=ભીલની એક જાત જે કોળી આવે છે તેણે.

---

"શ્રી કૃષ્ણે મોટપણમાં ઘણાં ખરાં કામ પાપીઓને મારવાનાં કે મરાવવાનાં ને જગતને ઊંચો બોધ મળે તેવાં જ કરેલાં છે."

# पाठ ५१ मो

## श्री कृष्णनुं बाळपण

ओधव=ઉદ્ધવ, શ્રી કૃષ્ણની માના કાકા.

पुरण=પુરેપુરા.

जी=માન વાચક શબ્દ.

चारित्र=ગુણ તથા ચાલનું વર્ણન, કામ.

जी=કવિતાનો રાગ બેસાડવા મૂકાએલો છે.

हुतो=હતો.

अतिसे=ઘણો.

अल्हैतो=ઉછાંછળો, નાદાન.

जी=વાળો

अल्हेतोजी=ઉછાંછળા પણાવાળો, નાદાનીવાળો

घेलां घेलां= ગાંડાં ગાંડાં.

वायक=વાક્ય.

माडी=મા.

वहु=સ્ત્રી.

आडो=અવળો, હઠીલો.

मांजार=બિલાડાં,

दोटे=દોડથી, ગબેડીથી.

कोटे=ગળે, ડોકે.

सुत=છોકરો.

दैव=નસીબ, ભાગ્ય.

स्फाटिक=એક જાતનો ચળકતો પત્થર.

स्तंभमां=થાંભલામાં.

प्रतिबिंब=દેખાતી સામી છબી

तेहनो=(પ્રતિબિંબનો)

निरखतो=જોતો.

हैयामां=મનમાં

हठ=જીદ, સમત.
(પોતાનું જ ખરૂં)

स्याम=શામળિયો, કૃષ્ણ.

दधीनुं=દહીંનું.

पात्र=(વાસણ)
अनुसले=ઉખળે, જાડા ;સાંભે-
લાએ.
सांभरे=યાદ આવે.
शोचमां=દિલગીરીમાં.
बळे=બળી જાય.
'दयाना'=દયારામ કવિના
प्राणवल्लभ=જીવ જેવા વહાલા
बळतर=બળતરા.

(સંસારનાં દુઃખ)

(જ્યારે કંસ રાજાએ યજ્ઞને બહાને અક્રુર સાથે કૃષ્ણ અને બળરામને બોલાવી મંગાવેલા, ત્યારે મથુરાં જવાને ગોપીઓ ન જાણે માટે રાતના ને રાતના ગોકુળથી નિકળ્યા હતા, સવાર થતાં ગોપીઓ રોવા લાગી અને કકળવા લાગી આથી કૃષ્ણે ઓધવજી સાથે સુખરુપ હોવાનો સંદેશો ગોકુળ કહાવ્યો હતો તે વખતે જશોદા માતાએ આ બાળપણુ કહી સંભળાવ્યુ છે.)

"બાળકોનું બાળપણ જેવું લાડવાળું હોય છે, ને જે આનંદવાળું હોય છે તેવું મોટાનું મોટપણ આનંદવાળું હોતું નથી"

---

## પાઠ પર મો

### વનરાજ.

વનરાજ=(વનમાં જન્મેલો માટે વનરાજ.)
ચાવડા=તીર કામઠાં વાપરવામાં શૂરા રજપૂતની એક જાત.
સોલંકી=રજપૂતની એક જાત.
ગર્ભ=ગરભ, દહાડા, બેજીવ, છોકરૂ જન્મવાની તૈયારી.
ભીલોની=જંગલી લોકોની.

**વગડામાં**=ખુલ્લાં ખેતરોમાં.

**વનવગડામાં**=જંગલમાં ને ખુલ્લાં ખેતરોમાં.

**સાધુ**=જ્ઞાની.

**જૈનસાધુ**=જૈન ધર્મના જ્ઞાની, વેરાગી શ્રાવક.

**ખોયામાં**=ઝોળીમાં.

**અપાસરામાં**=જૈન સાધુ કે ગોરજીને ઉતરવાની જગ્યામાં, જૈન સાધુના રહેઠાણમાં.

**વનુ**=વનરાજ.

**ભા**=ભાઇ.

**વનુભા**=વનરાજનું લાડકું નામ.

**તીર તાકતાં**=તીર વડે નીશાન તાકવામાં.

**પજવવા**=હેરાન કરવા, રીબાવવા, દુઃખ દેવા.

**પાટણ**=ગુજરાતના ઉત્તર ભાગમાં આવેલું સરસ્વતી નદીને કાંઠેનું મોટું ગામ છે.

**રાજધાની**=રાજની ગાદીવાળું શહેર.

**સંતાઇ**=છુપાઇ, લપાઇ.

**થાણાં**=નાકાં, ચોકીવાળાની જગ્યા.

**નગરશેઠ**=રાજનો કે ગામનો મોટો શેઠ.

**પરોણાગત**=પરોણા ચાકરી, મેમાનગીરી.

**તિલક**=ચાંલ્લો, ટીલું.

**પદવી**=હોદ્દો, દરજ્જો, ભારે જગા.

**આશરો**=મદદ, આધાર.

**દેરાસર**=જૈન ધર્મવાળાનું મંદિર.

**ચંચળ**=ચાલાક, હુશિઆર.

સલાહ=સારો રસ્તો બતાવવો તે.

---

"વનરાજ એ ખરેખર વનના રાજા સિંહ જેવાજ ઉદાર હતો. તેમ મોટી પદવી મળ્યા છતાં પણ અભિમાની ન થતાં ગુણ કરનારને ભુલ્યો ન હોતો."

---

## પાઠ ૫૩ મો.

### પાણી.

નાળાં=ગરનાળાં પાણી જવાના નાના માર્ગ.

સરોવર=મોટું તળાવ.

ઝરણાં=ઝરાઓ, નદીનાં મુળો.

(નદી જ્યાંથી નીકળે તે જગ્યા)

બિલકુલ=જરાપણ.

રણ=પાણી વગરનો રેતાળ મુલક.

'પૃથ્વીના ગોળા પરનો નકશો'=પૃથ્વીના આકારનો બનાવેલો કાગળ વિગેરેનો ગોળો, અને તે ઉપર કાઢેલો પૃથ્વીનો આકાર.

નકશો=ચીતરેલો આકાર.

સાગરો=મોટા દરિયાઓ.

વજનનો=તોલનો, ભારનો.

કોબીજ=મોટાં દડા જેવી થતી શાકભાજી.

બટાટા=પટેટા, બટાકા, ભોંયમાં થતો એક જાતનો કંદ.

વરાળના રૂપમાં=પાણી ગરમ થતાં ધુમાડા જેવું નીકળે તે આકારમાં.

વાદળાં=ગાભલાં, આભલાં, (વરાળના બને છે.)

બરફ=ઠરી ગયેલું કે જામી ગયેલું કઠણ પાણી.

ટાંકાં=પાણી ભરી રાખવાનાં ભોંયરાં.

વાવ=પગથારિયાવાળો લાંબો કુવો.

વાળો=એક જાતનો કીડો, (જે શરીર જતાં રોગ થાય છે તે રોગને વાળાનો રોગ કહે છે, નબળાં પાણી પીવાથી ખાસ કરીને થાય છે.)

કોગળીઉ=ઝાડા ઉલટી સાથે થતાં શરીર ઠંડુ પડી મોત આવે તે રોગ.

'ફાટી નીકળ્યા હોય'= ઘણા માંણુસો મરી જતાં હોય.

"શરીર ન બગડે માટે ચોકખા પાણીની ખાસ કાળજી રાખવાની છે."

---

# પાઠ ૫૪ મો

## નાગ દમન

નાગ=એક જાતનો મોટો કાળો ફેણીઓ સાપ, નાગદેવ.

દમન=વશ, તાબે.

'નાગ દમન'=નાગદેવને વશ કર્યો તે.

કૃષ્ણે જમનામાં દડો લેવાને બહાને ભુસકો મારી નાગને નાથેલો તે.)

જળકમળ=પાણીમાંના કમળનો.

છાંડી=છોડી, તજી.

बाळा=છોકરા

स्वामी=ધણી

बाळहत्या=બાળકની ઘાત

(બાળહત્યા, ગૌહત્યા, બ્રહ્મ હત્યા અને સ્ત્રીહત્યા એ ચાર મોટાં પાપ ગણાય છે.)

वळावियो=વિદાય કર્યો, કાઢયો

निश्चय=નક્કી

काळज=વખતજ, આવરદાજ

शीद=શા માટે

वेरीए=દુશ્મને, શત્રુએ.

जुगटुं=જુગાર, હારજીતની રમત.

शीष=માથુ

हारियो=હાર્યો છું

रंगे रुडो=રંગમાં સારો

रुपे पूरो=આકારમાં કે ઘાટમાં કે દેખાવમાં પુરેપુરો

दीसतो=દેખાતો

कोडीलो=હોંસીલો, ઉમંગી લહાવાવાળો

कोडामणो=વરણાગીઓ, ફૂટડો ફાંકડો.

अळखामणो=અણમાનીતો, નહીં ગમતો.

बहु=ઘણા

(બેઉ હોય તો બળદેવને કૃષ્ણ બે.)

नटवर=નાચ કરનારામાં ઉત્તમ

नहानडो=નાનો, થોડી ઉમરનો

कहानडो=કાળીયો,

(કાળો હતો માટે)

लाख सवानो=સવા લાખની કીમતનો

दोरियो=ગળામાં પહેરવાનું સોનાનું ઘરેણું સેળાવાળું, ગળચવો, દોરો.

चोरियो=ચોરી

चरण=પગ

मूछ मरडी=મૂછ અમળાવી

बाथ=બાથં બાથ

नाथियो=બળદની પેઠે નાથ્યો

सहस्र=હજાર

(સ્ત્ર નહીં પણ સ્ર)

गगन=આકાશ

गाजे=ગડગડે

हाथियो=હાથિયો નક્ષત્ર

(ચોમાસુ પુરૂં થતી વખતે વરસાદ ગાજે તે)

कर=હાથ.

विनवे=કાલાવાલા કરે

कंथने=ધણીને

अपराधी=ગુન્હેગાર,વાંક વાળાં.

भगवंत=પ્રભુ.

वधावियो=મોતીછાંટચાં (સારા પ્રસંગે સારા પદાર્થ છંટાયછે)

नरसैंयाना=નરસિંહ મહેતા કવિના.

नाथ=ધણી, પ્રભુ.

कनेथी=પાસેથી.

---

"નાગ અભિમાની બની જઇ જમનાજીનું પાણી ઝેરવાળું કરી મૂકી સૌને દુઃખ આપતો હતો. માટે કૃષ્ણે તેને સીધો કર્યો. અભિમાનીને છેવટે મોટું દુઃખ આવી પડે છે.

(આ કવિતા ઘણા હિંદુઓ સવારમાં બોલે છે.)

---

## પાઠ ૫૫ મો.

### ઘડીઆળ ભાગ ૧ લો.

ઘડીઆળ=વખત બતાવનાર યંત્ર.

લોલક=લટકણુ, લટકણીયું.
'કટકટ'='ટકટક' અવાજ.
ચંદો=ચંદ્રમાના જેવો ગોળ.
આંકડા=નિશાની(૧,૨વિગેરેની)
કાંટા=સળીઓ, પાતળાચપટા
નાના તારો.
કલાકનો=અવરનો, ૬૦ મિનિ
ટનો, ૨ા ઘડીનો.
મિનિટનો=૨ા પળનો, કલાક
ના ૬૦મા ભાગનો.
આંક=નિશાની.
ઘર=ખાનું, ભાગ.

---

## પાઠ ૫૬ મો.

### ઘડીઆળ ભાગ ૨ જો.

કાપા=કાપરા, પાતળા નાના
લીટા.

કમ=ઓછી.

(ઘડીઆળનો મૂળશબ્દ ઘટયાલય છે, ઘટયાલય એટલે અસલના વખતમાં ઘડીઆળ ન હોતાં ત્યારે એક માપ વાળા વાડકાને તળીએ ઝીણું કાણું પાડી, પાણી ભરેલા વાસણમાં મૂકવામાં આવતો; એટલે કાણા વાટે પાણી ભરાતું. જ્યારે વાડકો પુરેપુરો ભરાઇને ડુબે ત્યારે એક ઘટી એટલે એક ઘડી વખત થયો ગણાય.ફરી પાછો ઠાલવીને મૂકે ને પાણી ભરાઈ ડુબે, ત્યારે બીજી ઘટી એટલે બે ઘટી થઇ ગણાય. એવી રીતે રાત દહાડો ઘટી મંડાતી અને જે જગ્યાએ એ મંડાતી તે જગ્યાને ઘટયાલય કહેતા. તેથી ઘટીકે ઘડી બતાવે એવું યંત્ર જેમાં ગોઠવ્યુ હોય તે ઘટયાલય કે ઘડીઆળ કહેવાય. હજુ પણ લગ્ન વિગેરે પ્રસંગે ખાસ કરીને દક્ષિણી લોકો વાડકા વાળી ઘટી મંડાવે છે.)

## પાઠ ૫૭ મો.

### ખેડા જીલ્લો મુખ્ય સ્થળો

### ભાગ ૧ લો.

**કલેકટરનું**=જમીનનો કર એટલે કીસ ઉઘરાવનાર મોટા અમલદારનું, સુબાનું.

**સદર**=મોટું કે મુખ્ય.

**મથક**=ખાસજગ્યા, રહેઠાણ.

**'સદર મથક'**=મોટું રહેઠાણ

**મહાભારતના**=પાંડવ કૌરવની લડાઇના.

**સમયમાં**=વખતમાં.

**સ્વાધીન**=તાબે.

**છાવણી**=મુકામ, લશ્કરનો પડાવ.

**જાહેર મકાનો**=ખુલ્લાં સરકારી મકાનો.

**હોરાઓ**=વોરાઓ (મુસલમાનની એક જાત.)

**માતબર**=પૈસાદાર, તવંગર,

**રોનકદાર**=તેજીવાળાં, ભભકાવાળાં.

**અકીક**=રંગીન ચળકતો એક જાતનો પત્થર

**ભાટ**=એક જાતના બ્રાહ્મણ, ખોટાં કે ખરાં વખાણ કરનાર

**જોમ**=જુસ્સો, જોર.

**અદ્‌ભુત**=નવાઇ પેદા કરે એવું.

**કુંડ**=ઝરાની ઉપર બાંધેલો છો ઇંટ કે પત્થરથી ગોળ કે ચોખંડો ખાડો

**પત્તો**=ઠામ ઠેકાણું, શોધ

**નાગર**=નાગરનો રહીશ, ? બ્રાહ્મણની એક જાત

**વિષ્ણુનું**=ભગવાનનું

બેગડાએ=બે ગઢ જીતનારાએ (જુનાગઢ ને પાવાગઢ જીતેલાએ.)

ભમરીઓ=ભમરીવાળો, જોવાથી ચકરી આવે એવો.

વિસામો=આરામ, થાક ખાવાની જગ્યા

કમાન=ધનુષ; કે કામઠાંની પેઠે વાંકો વાળેલો ભાગ

ટંગાવવા=લટકાવવા (હીંચકો બાંધવા)

સીડી=દાદર, નિસરણી જેવી

સંતરામ=સાધુરામ

પુસ્તકાલય=પુસ્તકોવાળી જગ્યા. (ડાહી લક્ષ્મીના નામનું પુસ્તકાલય.)

સાહસિક=જોખમ ખેડનાર

નર રત્નોએ=પુરૂષમાં રત્ન જેવાએ.

સરસ્વતીચંદ્ર=એ નામનું ઉત્તમ મોટું પુસ્તક (ઉત્તમ શાંત વિદ્યાવાળું કળજુગનું પુરાણ.)

પ્રસિદ્ધ=જાહેર, પ્રખ્યાત

કર્તા=બનાવનાર

સ્વર્ગસ્થ=સ્વર્ગવાસી

ભરચક=ભરપુર, ભરેલો.

પાટીદારો=જમીનના માલિકો ને ખેડનારાઓ, કણબીઓ (એમની ત્રણ જાત છે, લેઉવા કૈડવા, આંજણા)

રસાળ=ફળદ્રુપ, ઘણો ને સારો પાક આપે એવી.

ખેડાવાળ=બ્રાહ્મણની એક જાત.

ધીરધાર=આપ લે નો વહેવાર નાણાં ધીરવાનો એટલે વ્યાજે આપવાનો ધંધો.

કુશળ=હુશિઆર.

---

# પાઠ ૫૮ મો

## ખેડા જિલ્લો મુખ્ય સ્થળો

### ભાગ ૨જો.

**રણછોડરાય**=ઋણ છોડનાર રાજા ઋણ એટલે દેવું.

(વિજયસિંહ બોડાણાની ભક્તિનું દેવું કૃષ્ણ ભગવાનને માથે હતું, તે ડાકોરમાં આવી રહી પતાવ્યું સંવત ૧૨૧૨માં.

**વાવી**=રોપી

**વૃધ્ધ**=ઘરડો

**માંડી**=શરૂ કરી

**મજલ**=એક દિવસની મુસાફરી.

(રાતનો મુકામ)

**ધરે**=ધારણ કરે, રાખે.

**હરજીનું**=હરિનું કૃષ્ણનું.

**ભાન**=શુદ્ધિ, કાળજી, દરકાર

**મા'વો**=મહાવો, મોટાઇવાળા

**કુરબાન**=પ્રભુ માટે કે દેવ માટે ભોગ આપવો, સફળ થવું.

**'કરી જુવાની કુરબાન'**=જુવાની સફળ કરી.

(જુવાનીની કુરબાની કરી)

**ગાન**=ગાવું, રાગમાં કહેવું.

(હું ઘરડો છું એમ રાગમાં કહી શકયો નહિ.)

**ધન્ય**=શાબાશ, વાહવાહ.

**વિદુર**=પાંડવ કૌરવના ભકિતવાન કાકા.

**નૂર**=તેજ.

**વહેલ**=રથ, ગાડી, માફો.

**પગલાં**=પગ પડવાથી પડેલો આકાર.

**ઝાલી**=પકડી.

**દાખ્યું**=દેખાડયું, બતાવ્યું,

**સાખી**=સાક્ષી, સાબીતી,

ગોપાળ=ગાયને પાળનાર.
લીંબ=લીંમડો.
સંઘ=ટોળું, જથો.
ભેટ=વહાલી વસ્તુ સારાપ્રસંગે આપવાની.
નાર=સ્ત્રી.
નીરે=આગળ મૂકે.
ચાર=લીલું ઘાસ.
પૂર્યં=પુરા કર્યા.
કોડ=ઉમંગ, હોંસ.
પાય=પગે.
ગુરૂ=સારા ગુણોના સંગ્રહ વાળા.
પ્રતાપે=તેજે, બળે.
નરભો=નરભેરામ કવિ.
ગોમતીમાં=ડાકોરમાં એ નામનું તળાવ છે તેમાં.
પધરાવી=માન સાથેપાણીમાં મૂકી (નાંખી)
તુલા=ભારોભાર, વજન

પદ્માામાં=લટકતા છાબડા જેવા ત્રાસુવાના એક ભાગમાં.
વાળી=નથ, વિંટલી નાકે પહેરવાનું મોતીવાળું ઘરેણું.
તુલસીપત્ર=તુલસીનું પાંદડું.

(તુલસી બે જાતની, કાળીદાંડી વાળી ને ધોળી દાંડી વાળી કૃષ્ણ, ને ધોળી દાંડી વાળીરામ તુલસી કહેવાય છે.)

નાઉમેદ=નિરાશ, નાસીપાસ
ખોઇ=ગુમાવી, જવાદીધી.
પુંડરીક=કાદંબરીની વાતમાં આવતો ભકત.
પદ્ય=રાગવાળું લખાણ,કવિતા.
સુંવાળા=લીસા.
ભાળ્યા=જોયા.
સંદેહ=શંકા, વહેમ ખોટા વિચાર;

કઠિનતા=કઠણાશ.

નરમાશ=નરમપણું.

(જમીનને આકાશ વચ્ચે જેટલું અંતર એટલો તફાવત તેટલું બોરાણાની મૂછ ને માખણમાં અંતર)

પાળ્યા=રાખ્યા.

સતારા=મહારાષ્ટ્રમાં મોટું શહેર.

વતની=રહેવાસી.

રથયાત્રા=રથની જાત્રા,

(રણછોડજીને રથમાં પધરાવી ડાકોરમાં ફેરવે તે જાત્રા અષાડ શુદ ૨ ના રોજે)

જન્માષ્ટમી=કૃષ્ણના જન્મનો દિવસ, શ્રાવણ વદ ૮ ના રોજે.

સ્વામિનારાયણ=એનામના હિંદુ ધર્મના પંથનું.

પંથ=ધર્મનો ફાંટો.

ઉપદેશ=બોધ.

પ્રસર્યો=ફેલાયો.

---

"આખા ગુજરાતમાં ખેડા જિલ્લો દરેક બાબતમાં ઉત્તમ છે. તેમાં એ ડાકોરને લીધે આખા હિંદમાં પ્રખ્યાત થએલો છે."

---

## તહેવારો.

## હિંદુઓના.

કાર્તક શુદી ૧=નવું વિક્રમનું બેસતું વર્ષ, વામને બળિરાજાને પાતાળનું રાજ્ય આપેલું.

કાર્તક શુદી ૨=ભાઇબીજ, યમુનાએ પોતાના ભાઈ યમને જમવા તેડયા.

કાર્તક શુદી ૫=સોભાગ પાંચેમ કારખાનાંનો આરંભ.

કાર્તક શુદી ૯=અક્ષય નોમ, સત્યયુગનો જન્મ.

કાર્તક શુદી ૧૧=વિષ્ણુ ઉઠે છે, દેવો ઉઠે છે.

કાર્તક શુદી ૧૪=વૈકુંઠ ચતુર્દશી, નારાયણ બળી સારવી, વૈકુંઠનું નિર્માણ થયું.

કાર્તક શુદી ૧૫=દેવ દીવાળી શિવે ત્રિપુર રાક્ષસને માર્યો.

કાર્તક વદી ૮=કાળાષ્ટમી.

માગસર શુદી ૧ થી ૬=ચંપા છઠી.

માગસર શુદી ૧૫=દત્તાત્રેય નો જન્મ. બળદેવનો જન્મ.

ડીસેમ્બર તારીખ ૧૨=દિલ્હી દરબાર.

પોષ=મકર સંક્રાંતી, મકર રાશિના સૂર્યનો આરંભ, તલ ગોળનું દાન.

મહા શુદી ૪=વામન ચતુર્થી

મહા શુદી ૫=વસંત પંચમી વસંતનો જન્મ.

મહા વદી ૮=ભિષ્માષ્ટમી.

મહા વદી ૧૪=મહા શિવરાત્રી.

ફાગણ શુદી ૧૫=હુતાશિની

ફાગણ વદી ૧=ધુળેટી.

ફાગણ વદી ૫=રંગપંચમી.

ફાગણ વદી ૬=હાલના ગાયકવાડ સરકારનો જન્મ દિવસ.

ચૈત્ર શુદી ૧=ગુડી પડવો.

ચૈત્ર શુદી ૭=શ્રાવકોની આબાલાની હોળી.

ચૈત્ર શુદી ૯=રામનવમી, રામચંદ્રનો જન્મ.

ચૈત્ર શુદી ૧૫=ઠેકાણે ઠેકાણે યાત્રા, હનુમાન જયંતી.

વૈશાખ શુદી ૩=અખાત્રીજ ખેતીના આરંભનો દિવસ

વૈશાખ શુદી ૧૪=નૃસિંહ ચતુર્દશી.

જેઠ શુદ ૧૦=ગંગાજીનો જન્મ.

મે તારીખ ૨૭=હાલના ગાયકવાડ સરકાર ગાદીએ બેઠા.

જેઠ શુદ ૧૧=નિર્જળા, ભીમની અગિઆરસ.

જેઠ શુદ ૧૫=વડ સાવિત્રી.

અષાડ શુદી ૨=રથયાત્રા,

અષાડ શુદી ૧૧=દેવ પોઢી એકાદશી.

અષાઢ વદી ૦)=દીવાસો.

શ્રાવણ શુદી ૪=બાળચોથ.

શ્રાવણ શુદી ૫=નાગ પંચમી, નાગનો જન્મ.

શ્રાવણ શુદી ૬=રાંધણ છઠ

શ્રાવણ શુદી ૭=શીળી સાતેમ

શ્રાવણ શુદી ૯=નોળી નોમ

શ્રાવણ શુદી ૧૨=પવિત્રા બારસ, તંતુ પૂજન વિધિ.

શ્રાવણ શુદી ૧૪–૧૫=બળેવ
જનોઇ બદલવાનાં.

શ્રાવણ વદી ૧=રક્ષા બંધન

શ્રાવણ વદી ૮=જન્માષ્ટમી
(કૃષ્ણની)

શ્રાવણ વદી ૧૧=ગોવાળીઆ
અગિઆરસ

શ્રાણવ વદી ૦)=પીઠોરી દર્શન

ભાદરવા શુદી ૧=જૈનનો–
તરલા ઘર.

ભાદરવા શુદી ૩=કેવડા ત્રીજ
ગર્ભ સૌભાગ્યવ્રત

ભાદરવા શુદી ૪=ગણેશ ચતુર્થી

શ્રાવણ વદી ૧૨થી ભાદરવા
શુદ ૪=જૈન લોકોનાં
પર્જૂસણ.

ભાદરવા શુદી ૫=ઋષિ પંચમી

ભાદરવા શુદી ૭=ગવરી પૂજન

ભાદરવા શુદી ૮=દરો આઠેમ

ભાદરવા શુદી ૧૨=વામન
દ્વાદશી.

ભાદરવા શુદી ૧૪=અનંત
ચતુર્દશી. આનંદ ચૌદશ.

ભાદરવા શુદી ૧૫થી–

આસો વદી ૧=શ્રાદ્ધ.

ભા. વ. ૯ અવિધવાનોમ.

ભા. વ. ૧૨ સંન્યાસીનું.

ભા. વ. ૧૩ બાળકોનું.

ભા. વ. ૧૪ ઘવાએલા,
ખડયાનું.

ભા. વ. ૦) સર્વ પિતૃ.

આ. શુ. ૧ આજે પડવો
માના બાપનું.

ભાદરવા વદી ૧૨–રેંટીઆ
બારસ કર્મવીર મહાત્મા
ગાંધીજીનો જન્મ દિવસ.

આશો શુદી ૧ થી ૯–નોરતાં
નવરાત્રી.

આસો શુદી ૮—માતાની આઠેમ સરસ્વતી પૂજન.
આસો શુદી ૧૦—દશેરા, વિજ્યા દશમી.
આસો શુદી ૧૫—શારદોત્સવ માણેક ઠારી પુનેમ.
આસો વદી ૧૨—વાઘ બારસ.
આસો વદી ૧૩—ધન તેરસ, ગાપૂજન.
આસો વદી ૧૪—કાળી ચોદસ.
આસો વદી ૦)—વરી પૂજન.

## મુસલમાનોના—

મોહરમ રોજન ૧—નવું વર્ષ.
મોહરમ રોજ ૧૦—હઝરત અલીના ઈમામ હુસેનની કતલની રાત.
મોહરમ રોજ ૧૧—તાબુત ઠંડાં કરવાનો દિવસ
સફર રોજ ૧૩—સફરનો છેલ્લો બુધવાર.
રબીઉલ અવ્વલ રોજ ૧૨—હઝરત મહુંમદનો જન્મને મરણ દિવસ.
રબીઉલ આખર રોજ ૧૦—પીરાનપીરની અગીઆરમી
રજબ આખરે રોજ ૩—ફાતિયાઈદ.
રજબ આખર રોજ ૨૦—મહેરાતે હઝરત મહુંમદ ૪૦ મેં વરસે આસમાને ગયલા તે.
શાબાન રોજ ૧૪—શબેબરાત
રમજાન રોજ ૧—રોજાનો મહિનો
સવ્વાલ રોજ ૧—રોજાઈદ
જીલ્હેજ રોજ ૯—હજનો મોટો દિવસ
જીલ્હેજ રોજ ૧૦—બકરીઈદ
જીલ્હેજ રોજ ૧૮—ઈમામ હુસેનનો મરણ દિવસ.
[ બારામીઆ ઓરસ ]

## પારસીઓના.

ફ્રરવર્દીન રોજ ૧—નવું વર્ષ.

ફ્રરવર્દીન રોજ ૬—ખોરદાદ સાલ. અશોજરથોસ્તનો જન્મ દિવસ.

ફ્રરવર્દીન રોજ ૭—વળાવાનો.

ફ્રરવર્દીન રોજ ૧૯—ગુજરી ગયેલાંની આરાધનાનો દિવસ.

અરદી બેહેસ્ત રોજ ૧૧ થી ૧૫—મેદીઓજરેમનો ઘંબાર.

તીર રોજ ૧૧ થી ૧૫—મેદીઓ શહેમનો ઘંબાર.

શેહેરવર રોજ ૨૬ થી ૩૦—પેતે શહેમનો ઘંબાર.

મહેરન રોજ ૨૬ થી ૩૦—અઇઆ થ્રેમનો ઘંબાર.

દે રોજ ૧૧—અશોજરથોસ્તનું મરણ.

દે રોજ ૧૬ થી ૨૦—મેદીઆ રેમનો ઘંબાર.

સ્પંદાર મદ રોજ ૨૬—મુક્તાદના તહેવારો દીન ૧૮

ગાથા રોજ ૧ થી ૫=ગાથાર ઘંબાર.

માર્ચ ૨૧ મેષરાશીનો સૂર્ય—જમશેદીન નવરોજ મોટું જશન.

ગાથા રોજ ૧ થી ૫—પતેતી ગણાય છે.

## ખ્રિસ્તિઓના.

જાન્યુઆરી તારીખ ૧—નવું વર્ષ ઇસુની જન્મ તારીખ

માર્ચ તારીખ ૩—ક્રુશીફ્રાઇડ ઇસુનું મરણ,

માર્ચ અપ્રેલ—ગુડ ફ્રાઇડે ઇસુનું શબ હાથ લાગ્યું. ઇસ્ટરનો તહેવાર કાઢવા માટે માર્ચની ૨૧ મી

પછી આવતી પૂર્ણિમા લેવી; એ પુનેમ પછીનો રવિવાર તે ઇસ્ટરનો તહેવાર; અને રવિવાર પહેલાંનો શુક્રવાર તે ગુડ ફ્રાઇડે ગણાય છે.

માર્ચ તા. ૨૫ થી ૨૯—ઇસ્ટર હોલીડે.

મે તા. ૨૧—અસેનસનડે. ઇસુ આસમાનમાં જઇ આવ્યા.

જુન તા. ૧–૨ પેન્ટિકોસ્ટ હોલિડે.

ડીસમ્બર તા. ૨૫—ક્રિસ્ટમસડે

ડીસમ્બર તા. ૨૫ થી જાન્યુઆરી તા. ૧ સુધી નાતાલ એટલે દીવાળી ગણાય છે.

## બાર રાશિ બાબત.

(નામ) (અં. મા.) (હિંદુ માસ.)

મેષ (ઘેટું) મા. અ. ફા. ચૈ.

વૃષભ (બળદ) અ. મે. ચૈ. વૈ.

મિથુન (જોડું) મે. જુન વૈ. જે.

કર્ક (કરચલો-કાચબાને મળતો) જુન. જુ. જે. અષાડ

સિંહ (સિંહ) જુ. ઓ. અ, શ્રા.

કન્યા (કુંવારિકા) ઓ. સ. શ્રા. ભા.

તુલા (ત્રાજવું) સ. અ. ભા. કા.

વૃશ્ચિક (વીંછી) અ. ન. આ. કા.

ધન (ધનુષ) ન. ડી. કા. માગ.

મકર (મગર) ડી. જા. મા. પો.

કુંભ (ઘડો) જા. ફે. પો. મહા.

મીન (માછલું) ફે. મા. મહા. ફા.

## દેશીરીતે વખત માપવાનું.

| | |
|---|---|
| ૬૦ વિપળ | ૧ પળ. |
| ૬૦ પળ | ૧ ઘડીકે ઘડી |
| ૨ ઘડી | ૧ મુહુર્ત. |
| ૭॥ ઘડી | ૧ પહોર |
| ૮ પહોર | ૧ રાત્રિદિવસ. |
| ૭ દિવસ | ૧ અઠવાડીઉં |
| ૧૫ દિવસ | ૧ પખવાડીઉં |
| ૨ પખવાડીયા | ૧ માસ. |
| ૨ માસ | ૧ ઋતુ |
| ૩ ઋતુ | ૧ અયન |
| ૨ અયન | ૧ વર્ષ. |

અયન બે ઉત્તરાયન ને દક્ષિણાયન, મકર રાશિથી ઉત્તરાયન અને કર્ક રાશિથી દક્ષિણાયન શરૂ થાય છે દરેક અયન છ રાશિનું હોય છે. ઉત્તરાયનમાં મરણ પામનાર સ્વર્ગે જવાનું મનાય છે.

## ઋતુ બાબત.

વસંત=ફાગણને ચૈત્ર પીલવણીની.

ગ્રીષ્મ=વૈશાખને જેઠ તાપની

વર્ષા=અષાડને શ્રાવણ વરસાદની

શરદ=ભાદરવોને આસો. માંદગી, શરદી, ધીમી ઠંડીની

હેમંત=કાર્તકને માગસર સારા પાકની

શિશિર=પોષને મહા ઠંડા ભૂખર પવનની પાન ખરની.



૪—[illegible]

૫ એક કરતા વધારે સમજુતી શબ્દની આપી હોય અનુકુળ પડે તે લેવી. અને તે નીચે ટાંપ કરી રાખવી

૬—કવિતાઓ સારા રાગથી ગવાય તે પહેલા સમજ્યા [illegible]ા મોઢે કરવી નહિ.

૭—પાઠો ઉપરાંત જે વધારે હકીકત છેવટે લખી છે તેમાંથી ખપ પુરતો ભાગ લેવો. કોઇને વધારે જાણવાની [illegible] થાય તેટલા ખાતરજ લખ્યો છે

૮—ભૂગોળ સંબંધીના પાઠો નકશો સાથે રાખી [illegible]ાવવાના છે.

લી૦ લેખકો.

